અને પરાક્રમ ઉર્યા છતાં હવે વધારે મહાન્ કાર્ય કરવાનું તેમની આગળ આવી રહ્યું છે અને તે એ છે કે હિંદી વિકાસનાં દૃઢ અને અચોક્કસ પગલાંને સારા માર્ગ ઉપર લઈ જવાં, માર્ગ દર્શક, ફિલસુફ અને મિત્રનું નવું કામ તમારી આગળ આવી રહ્યું છે અને તે કાર્યમાં તમારાથી બનતો સઘળો પ્રયત્ન થવો જોઇએ. આ માટે કલ્પના સહાનુભૂતિ અને આત્મત્યાગની જરૂર પડશે કારણ કે જે કેટલીક સત્તાઓ તમે ભોગવો છો તે ધીરે ધીરે પણ ખાતરી પૂર્વક તમારે મૂકી દેવી પડશે. "

## રાજ્ય કારોબારમાં હિસ્સો.

સર્વ તરફથી એમ સ્વીકારવામાં આવે છે કે કોઈ પણ પ્રજા પાસેથી તેના કારોબારનો સઘળો ભાગ તમે લઈ લો, તેથી તેનો ઉત્સાહ તમે નરમ પાડી દો છો, તેનું ચાસ્ત્રિય ઓછું કરી નાંખો છો અને તેના સ્વમાનને ડામ દો છો. આથી પ્રગતિ થતી નથી પણ અવનતિ થાય છે.

## શું કરવું ? આયર્લૅન્ડનું હોમરૂલ બીલ.

આથી શું કરવું તે સવાલ ઉપર હું આવું છું. આ પ્રાંતિક પરિષદ્ છે તેથી પ્રાંતિક સરકાર વિશેજ હું બોલીશ. આમાં પહેલો સિદ્ધાંત સમર્પણ અને વહેંચણીનો સિદ્ધાંત પળાવો જોઇએ. પણ આનો અર્થ એવો તો થાય છે કે ધારાઓ તેમજ કારોબારી બાબતમાં વડી સત્તા ઉપરનો છેવટનો અંકુશ જોવોને તેવો અને જરૂર પડે ત્યારે વાપરી શકાય તેવો રાખી મૂકવો જોઇએ. આ સિદ્ધાંતનો સારામાં સારો દાખલો આમની સભાએ આયર્લેન્ડ માટેના હોમરૂલ બિલથી મળે છે. આયર્લેન્ડની કારોબારી સત્તા શહેનશાહ પાસે રહેશે. ધારા બાંધનારી સત્તા શહેનશાહી સરકાર અને શહેનશાહી પાર્લામેન્ટની સત્તાને આધીન રહેશે એનો અર્થ એવો થાય છે. શહેનશાહી સત્તા, કારોબારી ધારાઓને અને ન્યાયને લગતી બાબતમાં શ્રેષ્ઠ રહેશે. હિંદુસ્તાનમાં કારોબારી અને ધારા બાંધનારી સત્તાઓના જેવીજ છે અને તે દરેકમાં જો કે સ્વરાજ્યનું તત્વ નહિ જેવું છે, તોપણ શહેનશાહી અને પ્રાંતિક સરકારોનો કાયદાનો સંબંધ આ સિદ્ધાંત ઉપરજ રચાયલો છે. પ્રોવિન્શિયલ કાઉન્સીલમાં બિન સરકારી વધુ મત છે એમ ધારવામાં આવે છે. બિન સરકારી સભાસદોમાં ચુંટાયલા અને સરકારના અને યુરોપિયનો નીમાયલા હોય છે. લોકોને લગતાં પગલાં જેમાં યુરોપિયનોને સીધો સંબંધ હોતો નથી તેઓ સરકારને ટેકો આપે છે, સરકારના નીમાયલા મેમ્બરો સરમર તરફથી નીમાયલા હોવાથી સરકારનો પક્ષ લે છે આવું ઘણે પ્રસંગે બનેલું છે. આથી પ્રોવિન્શિયલ કાઉન્સીલની બિન સરકારી વધુ મત ભ્રમણા જેવા છે અને લોકોના પ્રતિનિધિઓને તેથી ખરી સત્તા મળતી નથી. હાલતો પ્રોવિન્શિયલ કાઉન્સીલ એક સલાહકારક મંડળ જેવું છે. સરકાર ઉપર તેની કોઇપણ સત્તા અગર અંકુશ નથી. કારોબારી કાઉન્સીલમાં એક હિંદી સભાસદ નીમાવા ઉપરાંત ૧૯૦૯ ના સુધારા પહેલાં જે સ્થિતિ હતી તે પ્રાંતની ખરી સરકાર અને લોકો અગર પ્રતિનીધીઓના સંબંધની બાબતમાં રહી છે. કારોબારી સભાના એક હિંદી સભાસદની, ચુંટણીમાં પણ લોકોનો અવાજ નથી. ઇંડિયા કાઉન્સીલ બીલના બીજી વારના વાંચન વખતે લૉર્ડ મોર્લીએ પોતાના ભાષણમાં ૧૯૦૯ ના સુધારાનો જે હેતુ બતાવ્યો હતો તે ખૂબી રીતે પરિપૂર્ણ થયો નથી. એ હેતુ એ હતો કે ધારા બાંધનારી સભાઓ માત્ર આત્મ ચાલક યંત્ર છે અને જેની દોરીઓ અધિકારી મહાજન ખેંચે છે એવી લાગણી હિંદીઓને થાય તે ઇચ્છવા જોગ નથી.

## પ્રાંતિક કારોબારમાં લોકોનો હિસ્સો.

પ્રાંતિક રાજકારોબાર જેને માટે પ્રાંતના લોકો તૈયાર છે તેમાં લોકોનો ખરો અને અસરકારક અવાજ આપવાને માટે આપણા પ્રાંતમાં રાજ્યવહીવટની રચના કેવી હોવી જોઇએ તેની નીચે મુજબ રૂપરેખા આપી શકાય:—

## પ્રાંતિક કારોબારનું સ્વરૂપ.

(૧) વહીવટ ઉપર ઈગ્લાંડથી નીમાયલો પ્રાંતને માટે હાકેમ જોઇએ.

(૨) ૬ સભાસદનું પ્રધાન મંડળ અગર કારોબારી મંડળ રહેવું જોઇએ જેમાં ત્રણ હિંદીઓ જોઇએ, તેમાં નીચે પ્રમાણે ખાતાં જોઇએઃ—

(એ) પ્રાંતિકઃ ( કાયદા અને ન્યાય સાથે ) સ્વદેશ ખાતાના સભાસદ જેવું.

(બી) મહેસુલ.

(સી) ખેતીવાડી, નહેરો અને જાહેર બાંધકામ.

(ડી) કેળવણી.

(ઇ) સ્થાનિક સ્વરાજ્ય ( આરોગ્ય અને વૈદકીય નિવારણ સાથે )

(એફ) ઉદ્યોગ અને વ્યાપાર.

કારોબારી સભામાં હિંદી સનંદી નોકરો નીમી શકાય એવી ગોઠવણ રહેવી જોઇએ પણ કાનુનથી હાલ જેમ તેમને માટે કાઉન્સીલમાં જગા રિઝર્વ્ડ કરવામાં આવે છે તેમ થવું જોઇએ નહિ. કાનુનમાં એમ હોય છે કે કારોબારી કાઉન્સીલના સભાસદોની અમુક સંખ્યા જાહેર નોકરીમાંથી લેવી જોઇએ.

અંગ્રેજો તેમ હિંદીઓમાંથી સારામાં સારા મળી શકે તેવા માણસો લેવા જોઇએ.

૩ જૂદાં જૂદાં પ્રતિનિધિ મંડળો અને લાભ ધરાવનાર વર્ગો તરફથી ચુંટાયલા સભાસદોનો સંગીન વધુ મત કાઉન્સીલમાં રહેવો જોઇએ. મુસલમાનો અને હિંદીઓની સંખ્યા જ્યાં થોડી હોય ત્યાં તેમના સંખ્યાબળની અને સ્થિતિને અનુસરી તેમને પૂરતું અને અસરકારક પ્રતિનિધિત્વ મળવું જોઇએ. ખાસ પ્રવીણજનો શિવાય સરકાર તરફથી નીમાયલા બીજા સરકારી સભાસદો હોવા જોઇએ નહિ.'

(૪) પ્રાંતિક ધારા બાંધવાને લગતું સઘળું કામ પસાર કરવાની અને પ્રાંતિક કરો નક્કી કરવાની સત્તા કાઉન્સીલને હોવી જોઇએ. સરકારથી ખાસ નકાર પાડવામાં આવે તે શિવાય બજેટ તેમજ સામાન્ય કારોબારને લગતા પ્રશ્નોને લગતા ઠરાવો અમલમાં મૂકાવા જોઇએ. વધારે, તેમ વધારે વખત ચાલુ રહે તેવી બેઠકો માટે ગોઠવણ કરવી પડશે. પણ કારોબારી સભાના સભાસદોનો કાઉન્સીલના વધુ મત ઉપર છૂટી રીતે અગર સંયુક્ત રીતે, પોતાના હોદ્દા માટે આધાર રહેશે નહિ.

ધારા બાંધનારી સભાના અંકુશ નીચે ફરી રચાયલી અને કામ કરતી સરકાર પાસે પ્રાંતના અંદરના કારોબારનો પૂરેપૂરો અખત્યાર રહેવો જોઇએ. નાણાંને લગતી સ્વતંત્ર સત્તાઓ તેની પાસે રહેવી જોઇએ અને પ્રાંતિક અને હિંદી સરકાર વચ્ચેનો હાલનો નાણાં પ્રકરણી સંબંધમાં બહુ ફેરફાર થવો જોઇએ. અગર તે ઉલટાવી નાંખવો જોઇએ. ચોકસ મુદત માટે નક્કી થયેલી વાર્ષિક રકમ પ્રાંતિક સરકારે હિંદી સરકારને આપવી જોઇએ. આ ગોઠવણ પ્રમાણે શહેનશાહી અને પ્રાંતિક સરકારોએ નાણાંને લગતી પોતાની જૂદી પદ્ધતિનો વિકાસ કરવો જોઇએ. પ્રાંતિક સરકારને કર નાંખવાની અને અમુક હદમાં પસા ઉછીના લેવાની સત્તા મળવી જોઇએ.

જીલ્લાના અને મ્યુનિસિપેલિટીને લગતા કારોબારમાં ઉદાર તત્વવાળા ફેરફાર દાખલ થયા સિવાય પ્રાંતિક સ્વરાજ્યની કોઈપણ યોજના સંપૂર્ણ હોઈ શકે નહિ.

## સ્થાનિક સ્વરાજ્ય.

હિંદુસ્થાનના સ્થાનિક સ્વરાજ્યમાં જે મૂળ સિદ્ધાંતો રહેલા છે તેને લગતી કોઈ તૈયાર યોજના પ્રમુખના ભાષણમાં મૂકવી તે મુશ્કેલ છે પણ તેને લગતી કેટલીક સૂચનાઓ હું કરીશ. તા. ૨૭ મી નવેમ્બર ૧૯૦૮ ના લોર્ડ મોર્લિના સુધારાને લગતા ખરીતામાંથીજ હું અવતરણ લઇશ. " આ હેતુને લગતાં પગલાં નિયમિત કરવામાં જે સિદ્ધાંતો રહેવા જો-

છએ તે તા. ૧૮ મી, મે ૧૮૮૨ના હિંદી સરકારે પ્રકટ કરેલા ઠરાવમાં વાપરવામાં આવેલા શબ્દો કરતાં વધારે મક્કમપણે અને સ્પષ્ટ રીતે રજુ થઇ શકે નહિ. આ અગત્યના મથાળા નીચે આપણી રાજનીતિ ઉપર અસર કરે તેના સારા અભિપ્રાય બીજે કોઇ ઠેકાણે આપણુને મળે તેવી મને ખબર નથી.

## લોર્ડ રિપનની સરકાર.

આ ઠરાવ જો કે ઠેઠ ૧૮૮૨ માં લોર્ડરિપનની સરકારે પસાર કર્યો હતો પણ તેનો હજુ સુધી પૂરેપૂરો અમલ કરવામાં આવ્યો નથી.

જૂદાં જૂદાં આ મંડળોમાં પહેલો અને આગળ પડતો ફેરફાર જરૂરનો છે કે તેઓમાં સઘળું ચૂંટણીનું તત્વ હોવું જોઇએ. અંકુશ રાખવાની અને વાપરવાની સત્તા માત્ર પ્રાંતિક સરકારનેજ રહેવી જોઇએ. કલેકટરો અને કમિશનરોનો હાલનો સરકારી અંકુશ દૂર થવો જોઇએ. પોતાનાં અધ્યક્ષ બોર્ડો પોતેજ ચુંટી કાઢે અને હોદાની રૂએ નીમાતા પ્રમુખની ગોઠવણ રદ થવી જોઇએ. એકસાઇઝ જકાતનો કેટલોક ભાગ અગર મહેસુલનું બીજું કોઇ નિશ્ચિત સાધન તેમનાં કર્ત્તવ્ય કરવા માટે તેમને હવાલે કરવાં જોઇએ.

લોર્ડ મોર્લિના ખરીતામાંથી બીજુ અવતરણ લઇએ, તે કહે છે કેઃ—

આ યાદગાર વિવેચનમાંના કેટલાક ફકરાનું અવતરણ કરવાને હું હિંમ્મત ધરીશ. તે વખતના સ્થાનિક સ્વરાજ્યની સૂચનાનો ખુલાસો કરતાં હિંદી સરકાર જે જગા પર આવે છે તે જગા આપણી પણ હોઇ શકે. પ્રાથમિક દૃષ્ટિએ કારોબારમાં સુધારો કરવા માટે આ ધારો રજુ કરવામાં આવ્યો નથી એમ તેઓ કહે છે. રાજકીય અને પ્રજાકીય કેળવણીના સાધન તરીકે તેની જરૂર છે. જ્યાં સુધી મુખ્ય કારોબારી અમલદારો નિયમ તરીકે મ્યુનિસિપલ અને જીલ્લા કમિટીના અધ્યક્ષ હોય છે ત્યાં સુધી સ્થાનિક કામકાજમાં ખરો રસ મળી આ કમિટીના સભાસદોને તાલીમ મળે એવો ઓછો સંભવ છે બિન સરકારી અમલદારોને એવી લાગણી થવી જોઇએ કે ખરી સત્તા તેમના હાથમાં મૂકવામાં આવી છે અને તેઓને ખરી જવાબદારી અદા કરવાની છે. અનુભવથી ભવિષ્ય વાણીની કેટલેક અંશે ખાતરી મળી છે. સારા કારોબારી સ્ટાફ માટે ફંડ મળતાં નથી. સ્થાનિક મંડળોમાં સરકારી તત્વ ઘણી જગાએ વધારે પડતું છે. બિન સરકારી સભાસદોની સત્તા અને જવાબદારીઓ ખરી નહિ હોવાથી સ્થાનિક કામકાજમાં જેવી આશા રાખવામાં આવી હતી તેટલો રસ લેવાની તેમને વૃત્તિ થઇ નથી. તાલિમના સાધન તરીકે સ્થાનિક સ્વરાજ્યને જે જશાઇ આવે તેવી ફતેહ મળી ન હોય તો, અંકુશ અંદર કરતાં બહાગનો રહેવો જોઇએ એ ઠરાવમાંના સિદ્ધાંતથી સ્થાનિક મંડળોનું બંધારણ દૂર ગયુ છે તેજ છે. સ્થાનિક મંડળોનાં કામ ઉપર સરકારે દેખરેખ તેમ અંકુશ રાખવો જોઇએ પણ તેમને આજ્ઞા કરવી જોઇએ નહિ. હાલની હિંદી સરકાર ૧૮૮૨ માં તેમના પૂર્વજે સત્તાવાર રીતે રજુ કરેલી રાજનીતિ દૃઢ કરશે અને તેને સ્વરૂપ આપી અમલમાં મૂકશે એ વિષે મને શક નથી. જો સ્થાનિક મંડળો ઉપર વિગતની બાબતમાં અટકાવ અને અંકુશ હોય તો સ્વરાજ્યના ખરા વિકાસની આશા રાખવી નિરર્થક છે તે અને સરકાર તથા જૂદાં જૂદાં સ્થાનિક મંડળોની સત્તા કાનુનથી સ્પષ્ટ રીતે નક્કી થવી જોઇએ જેથી દરેક કેસમાં રાખવામાં આવેલી મર્યાદાની અંદર જેમ બને તેમ ઓછા ઘર્ષણ અને ગેરસમજુતનું જોખમ રહે છતાં ગવનર જનરલ ઇનકાઉન્સિલ એટલા આતુર છે કે કામકાજની વધારેમાં વધારે સ્વતંત્રતા સ્થાનિક મંડળોને આપવામાં આવે."

## અસંતોષ અને નિરાશા શા માટે ?

મેં થોડીક સામાન્ય ટીકાઓ કરી છે અને પ્રાંતિક સરકાર તથા સ્થાનિક સ્વરાજ્યના પ્રશ્નની ચર્ચા કરી છે. બીજા કેટલાક મહત્વના સવાલ છે જે ઠરાવના રૂપમાં કાર્યક્રમમાં મુકાયલા છે. આ ઠરાવ ઉપર બોલનારાઓ તે વિષે પૂરતી ચર્ચા કરશે એ વિષે મને શક

-નથી, પણ હાલ ચર્ચાના કેટલાક પ્રશ્નો વિષે ઇસારો કર્યા શિવાય મારું ભાષણ હું પૂરું કરી શકીશ નહિ, આમાં સૌથી વધારે અગત્યનો પ્રશ્ન લશ્કર અને દરિયાઇ લશ્કરની કમિશન પદ્દીઓ હિંદીઓને આપવાને લગતો સવાલ છે. કાયદાથી લાયકીને લગતી જે ગુસ્ઓ ઉત્પન કરનાર અને હલકી ખામીઓ રજુ કરવામાં આવે છે અને જેથી ગમે તે પદ અને સ્થિતિના હિંદીઓને વોલંટીયર ટુકડીમાં દાખલ થતાં અટકાવવામાં આવે છે; હથિયારની બંધીનો કાયદો જેનાથી યુરોપિયનોને મુક્ત રાખવામાં આવ્યા છે અને જે ગેરવાજબી રીતે હિંદુસ્થાનના લોકોને લગાડવામાં આવે છે; પ્રેસ એકટ અને તેના આપખુદીભર્યાં કાનુનો અને હાઇકોર્ટના ફેંસલા મુજબ ન્યાયનો જે અંકુશ નથી, તેવા કારોબારીથી થતા તેના અમલનું હિંદુસ્થાનના રક્ષણને લગતો કાયદો જે માત્ર લડાઇના વખતનોજ ધારો છે અને જ્યારે શહેનશાહી કાઉન્સીલમાં આવ્યો ત્યારે હિંદી પ્રજાના પ્રતિનિધિઓએ તેને સંમતિ આપી હતી તેનો કેટલાક કેસમાં એવો ઉપયોગ થાય છે જે ઇચ્છવાજોગ નથી. પસંદ કરાયલા વિસ્તારો ઉપર પ્રાથમિક કેળવણી મફત અને ફરજીયાત કરવામાં બતાવવામાં આવતી અચોગ્ય અને બચાવ નહિ કરી શકાય તેવી ઢીલ લોકોના મોટા અસંતોષ અને નિરાશાનું કારણ છે.

## લશ્કર અને દરિયાઇ સૈન્ય.

લશ્કર અને દરિયાઇ લશ્કરનો સવાલ હવે લઇએ તો જે બે દલીલો આગળ કરવામાં આવે છે તે એ છે કે જે કેટલીક જાતિઓ જેઓએ વંશ પરંપરાગત ધંધા તરીકે હથિઆરનો ધંધો ધારણ કર્યો છે તે શિવાય હિંદુસ્થાનના લોકો લાયક નથી. પહેલાં તો, આ માની લીધેલી વાત ખરી છે? લડાઇ શરૂ થતાં રાજવંશીઓ તેમ હિંદુસ્થાનના લોકો એક અવાજે પોતાના દ્રવ્ય અને લોહીથી શહેનશાહતને ટેકો આપવાને બહાર પડ્યા. હિંદુસ્થાનના દરેક ભાગના જુદા જુદા વર્ગના યુનિવર્સિટીમાં અભ્યાસ કરતા ઇંગ્લાંડમાંના વિદ્યાર્થીઓ સ્થાનિક લશ્કરમાં જોડાવાને બહાર પડ્યા. જવાબ તરીકે તેમને કહેવામાં આવ્યું કે તેઓ હિંદી હોવાથી તેમની નોકરી કબુલ રાખી શકાય એમ નથી. આ ભેદયુક્ત વર્તન માટે અભ્યાસ દર્શાવનાર હકીકત તેમણે ના. હિંદી પ્રધાન આગળ રજુ કરી ત્યારે એમ કહેવામાં આવ્યું કે હિંદુસ્તાનને લગતા આખા લશ્કરી સવાલનો વિચાર લડાઇ પછી થશે. બંગાળામાં એક હીલચાલ શરૂ કરવામાં આવી જેમાં સર એસ. પી. સિંહે વોલંટીયરોની એક ટુકડી ઉભી કરવામાં આગેવાની ભરેલો ભાગ લીધો પૈસાની એક મોટી રકમ ઉભી કરવામાં આવી અને ખાનદાન કુટુંબના છસેં માણસોએ શહેનશાહતની લડાઇ લડવા રણક્ષેત્રમાં જવાને તૈયાર તરીકે પોતાનાં નામ નોંધાવ્યાં, પણ તેમને કહેવામાં આવ્યું કે તેમ થઇ શકે એમ નથી, શું સિપાહીના ધંધામાં, એક ધારાશાસ્ત્રી એક ડાક્તર, કવિ અગર વિજ્ઞાનશાસ્ત્રી કરતાં વધારે શક્તિ અને બુદ્ધિ જોઇએ છીએ? સિપાઇ અને લશ્કરી માણસ તરીકે હિંદીઓ લડવાને લાયક હોય તો અમલદારોની જગા લેવાને તેઓ શા માટે નાલાયક છે! આ લડાઇમાં હિંદી સૈનિકોએ જે પરાક્રમ બતાવ્યું છે તે આનો સારામાં સારો જવાબ છે. ના. શહેનશાહ વધારેમાં વધારે મોટું માન કોઇ પણ સૈનિકને આપે તો તે વિક્ટોરિયા ક્રોસ છે અને હિંદી સૈનિકોમાંના કેટલાકોએ મગરૂરી સાથે મેળવ્યું છે.

બીજી દલીલ એ છે કે બ્રિટિશ સામ્રાજ્ય સામે હિંદી અંગોના પ્રાધાન્યવાળું સૈન્ય થાય એ છે પરંતુ તેના જવાબમાં છેલ્લી મહાસભા કોન્ગ્રેસના પ્રમુખ સર એસ. પી. સિંહાએ જે સંપૂર્ણ પ્રત્યુત્તર આપ્યો હતો તે હું અત્રે ટાંકું છું, તે કહે છે કે,—

"રાજ્યસત્તાના વિરોધીઓ અને બળવાખોરો કદાચ યુદ્ધથી એકાદ અજ્ઞાન અને ભાડુતી લશ્કર પર વિજય મેળવી શકે પરંતુ કેળવણી અને સ્વરાજ્યની સાદીની આપનારી સંસ્થાઓના જ્ઞાન વડે દિન પ્રતિદિન રાજભક્ત બનતી જતી પ્રજારૂપ લશ્કર પર તે ફતેહ મેળવી શકે નહિ. લશ્કરી હોદાઓ હિંદીઓને આપવાથી હિંદીઓનોની કલ્પના અને

ચૈતન્ય જેવી રીતે ઉત્તેજીત થશે તેવી બીજી કોઇ પણ રીતે થશે નહિ. પોતાના શુરવીર પુત્રોને રણાંગણમા મોકલી પોતાની વફાદારીની પ્રતીતિ બ્રિટિશ સામ્રાજ્યને કરી આપ્યા પછી રૂશિઆમાં જેમ પ્રજાને લશ્કરી હોદ્દાઓ આપવામાં આવે છે તેમ હિન્દમાં પણ અપાશે એવી હિન્દી પ્રજા આશા રાખે છે."

વ્યાપારી વહાણોમા એક 'લાસ્કર'ને જગ્યા આપવામાં આવે તે કરતાં કોઈ પણ ચઢીયાતા હોદ્દાઓ હિન્દીવાનોને દરિયાઇ લશ્કરમા આપવામાં આવતા નથી, એવો પણ વખત હવે આવી પહોચ્યો છે કે જ્યારે હિન્દી પ્રજાને પોતાના દેશના રક્ષણાર્થે દરીયાઇ લશ્કર તૈયાર કરવાની જરૂર પડશે.

### પ્રેસ એક્ટ.

પ્રથમથીજ પ્રેસ એક્ટ તરફ પ્રજાએ અણગમો બતાવ્યો છે. તે છાપખાનાને મ્હોડે તાળુ મારનારો છે હિન્દી છાપાંની સ્વતંત્રતા ઉપર તે તરાપ મારનારો છે. તેનો જે રીતે અમલ થાય છે તે તરફ પ્રજા સખ્ત વિરૂદ્ધતા અને અસંતોષ દર્શાવે છે કલકત્તાની હાઇકોર્ટે એમ સાબીત કરી આપ્યુ છે કે પ્રેસ એક્ટનો અમલ સાવચેતીના કાનુનમા ગુચવાડો ઉત્પન્ન કરનારો અને અસંતોષકારક છે સન ૧૯૧૦ થી તેનો જે અમલ થાય છે, તેનો વિચાર કરવાને આ કાયદાથી ઉત્પન્ન થયેલો ગુસ્સો અને અસંતોષ દૂર કરવાને કયો માર્ગ લેવો તે નક્કી કરવાને સરકારી અને બીન સરકારી સભાસદોની એક કમિટિ, સરકારે નીમવાનો વખત આવી પહોચ્યો છે

### "ડીફેન્સ ઓફ ઇન્ડીઆ એક્ટ."

લડાઇના એક કાયદા તરીકે દેશના બચાવને લગતો કાયદો દેશના લોકોએ સ્વીકાર્યો હતો, પરંતુ જે અમલદારોને તેનો અમલ કરવાની સત્તા સોંપાયેલી છે, તેઓના પર કોઈ પણ જાતનો અંકુશ ન હોવાથી તે એક શસ્ત્રરૂપ નીવડયો છે. ઈંગ્લંડમાં એક્ઝીક્યુટીવ ઓફીસરોના હુકમો ફરી તપાસવાની સત્તા જેમ એક કમિટિને સોંપવામાં આવી છે, તે પ્રમાણે અત્રે થવુ જોઇએ, અને આવી કમિટીમાં અર્ધોઅર્ધ હિંદીઓ હોવા જોઇએ.

### ના. ગવર્નર અને મિસિસ બિસેન્ટ.

આપણા ભલા ના ગવર્નરને ઓળખવાનું મને માન છે તેમનામા સભ્યતા અને દયા સારી પેઠે છે, તેઓ આપણા વિચારો અને ભાવનાઓને સાંભળે છે અને તેને ટેકો આપે છે, પણ મારે કહ્યા સિવાય ચાલતું નથી કે, આ એક ઘણી દિલગીરીની વાત છે કે, ના. મુંબઇ સરકાર કે જેના તેઓ વડા છે તેમણે મહાન અંગ્રેજ બાનુ મિસિસ બિસંટને પ્રસ્તુત એક્ટ લાગુ પાડયો છે. અગર જો કે આપણે કેટલીક બાબતમાં મિસિસ બિસંટથી જુદા પડતા હોઇશું તથાપિ તેના પર અમલ થવાથી તો આપણે ખરેખર દિલગીર છીએ, એટલુંજ નહીં પણ ઈનાકામા તેમ દેશમાં સર્વત્ર આથી દિલગીરી, અને ધક્કો લાગેલો છે એમ હું જણાવુ છુ આથી ના. સરકારના શોભા અને પ્રતિષ્ઠાને નુકશાન થવાનો સંભવ છે એમ મને લાગે છે.

### મફત અને પ્રાથમિક કેળવણી.

પ્રાથમિક કેળવણી વિષે અત્યાર સુધી એટલી બધી ચર્ચા થઈ ચૂકી છે કે હવે એ બાબતમાં મારે વિશેષ કહેવાનું રહેતું નથી. કેળવણી કે જે વસ્તુ સ્વરાજ્ય મેળવવાને યોગ્ય બનાવે એવી છે, તેનો વિકાસ અને વિસ્તાર એજ હિન્દની ઉન્નતિના પાયારૂપ છે.

મને થોડા સમયમાં એવી તક મળશે કે જ્યારે હું આ મહત્વની બાબત ઉપર લંબાણથી બોલીશ.

આ વિષય પૂરો કરતા પહેલાં મારે જણાવવુ જોઇયે કે હિન્દના કેટલાક ભાગોની પ્રજા હજુ 'સ્વરાજ' ભોગવવાને માટે નાલાયક છે એવી ફરીયાદો જે સંભળાય છે તે પાયા વગરની છે. જો કે કેટલોક વખત થયાં ના. સરકારે આ બાબતમાં ધ્યાન આપવા-

માંડયુ છે છતાં પ્રાથમિક કેળવણી મફત અને ફરજીઆત કરવા સંબંધી કશું કર્યું નથી આ પ્રશ્ન ફંડનાં પૂરતાં નાણાંનો, યોગ્ય શિક્ષકોનો વગેરેનો અભાવ બતાવી મુલતવી રાખવામાં આવે છે. બીજી તરફથી આપણાંમાં જોઇએ તેટલા તાલિમ પામેલા શિક્ષકોનો અભાવ બતાવવામાં આવે છે. સો વર્ષથી ના. સરકારના હાથ નીચે કેળવણી લેવા છતાં, હજુ યોગ્ય કેળવાયેલો વર્ગ તૈયાર ન થયો હોય તો તેને માટે જવાબદાર કોણ છે ? દરેકે દરેક બાળકો, સ્ત્રીઓ અને પુરૂષો સ્વરાજ મેળવવા માટે કેળવાવાંજ જોઇએ એ કાંઇ વાસ્તવિક દલીલ નથી; અને આ બાનાનું પોકળ ખુલ્લું કરતાં આપણી સન ૧૮૮૮ ની કોંગ્રેસના પ્રમુખ મિ. જ્યોર્જ યુલે પ્રો૦ થરોલ્ડ રોજર્સના શબ્દોમાં જણાવ્યું હતું કે "આજથી સો વર્ષ ઉપર દસ દસ પુરૂષે એક પુરૂષ અને વીસ સ્ત્રીએ એક સ્ત્રી પણ વાંચી લખી શકતી નહોતી. અને તે પહેલાંના એકાદ બે સૈકા ઉપર ઈંગ્લાંડની પ્રજામાંની ગરીબ અને તવંગર કે તમામ પ્રજા એક મુઠીભર સંખ્યા શિવાય કેવળ અજ્ઞાન દશા ભોગવતી હતી છતાં તે વખતે ત્યાં "હાઉસ ઓફ કોમન્સ"નું અસ્તિત્વ હતું. અને હું ધારૂં છું કે હવે બલ્કે અત્યારે લગભગ બે કરોડ જેટલી સંખ્યા લખી વાંચી શકે એવી છે."

## હિંદુ-મુસલમાનનું ઐક્ય.

ગઈ ક્રીસ્ટમસ વખતે મુંબાઈ શહેરમાં હિંદુ અને મુસલમાનો વચ્ચે જે "હૃદયની ઐક્યતા" જાહેર થઇ હતી અને હિંદુસ્તાનમાં તેનાથી જે ઉત્સાહ સ્ફુર્યો હતો, તે ઘણા ઉપયોગી વિષય પરત્વે હવે હું બોલું છું. સાથે સાથે વધતી મ્હોટી કોમોની વચ્ચે શુભેચ્છા, ઐક્યતા, સંપ, અને સહકારવૃત્તિ એ આપણી ખરી ઉન્નતિનું રહસ્ય છે, એ સર્વે વિચારવંત મનુષ્યો સારી રીતે જાણે છે. પ્રગતિનું ખરૂં બિંદુ તેમના ઐક્યમાં સમાયલું છે, અને આપણે યાદ રાખવું જોઇએ કે આ એક એવી બાબત છે કે જેમાં આપણે આપણી ઇચ્છા પ્રમાણે વર્તી શકીએ. ત્રણ વર્ષ પૂર્વે ઓલ ઇન્ડીયા મોસ્લેમ લીગે બ્રીટીશ રાજ્યના છત્ર નીચે સ્વરાજ્યનો આદર્શ ધારણ કર્યો આ આદર્શને કરાંચીમાં ભરાયેલી ઇંડીયન નેશનલ કોંગ્રેસે નીચે પ્રમાણેનો ઠરાવ પસાર કરીને આનન્દથી સત્કાર આપ્યો:—

બ્રીટીશ મહારાજ્યના છત્ર નીચે હિંદુસ્તાનને માટે સ્વરાજ્યનો જે આદર્શ ઓલ ઇન્ડીયા મોસ્લેમ લીગે સ્વીકાર્યો છે તેની કદર બુજીને આ કોંગ્રેસ તેના રેકર્ડ પર નોંધ લે છે. અને દેશમાં વસતી જુદી જુદી કોમોની સહાનુભુતી અને સંપ ઉપર દેશનું રાજ્યકામનું ભવિષ્ય આધાર રાખે છે એ સુત્ર તેની છેલ્લી બેઠક વખતે ભારપૂર્વક પોતાની માન્યતા બતાવી, અને જે માન્યતા કોન્ગ્રેસની પણ છે, તેના માટે પોતાની પૂર્ણ સમતી જાહેર કરે છે. પ્રજાના શુભ માટેના દરેક સવાલોમાં સંપથી અને એક મતથી કામ લેવાનો રસ્તો ખોલવા માટે દરેક જાતનો પ્રયત્ન જુદી કોમોના આગેવાનો કરશે એવી જે આશા લીગે દર્શાવી છે તેને આ કોન્ગ્રેસ હૃદયપૂર્વક સત્કાર આપે છે, અને આપણા સર્વેના હૃદયમાં જે મુખ્ય આશય છે તેને મદદ કરવાને માટે દરેક કોમના માણસોને આગ્રહપૂર્વક વિનંતી કરે છે."

તે વખત પછી ઓલ ઇન્ડીયા મોસ્લેમ લીગનો કાર્યક્રમ, ઇન્ડીયન નેશનલ કોન્ગ્રેસના કાર્યક્રમની સાથે વધુ અને વધુ મળતો થતો જાય છે. ગૌહીંસા અને રસ્તાઓ પર વાગતા વાજીંત્રના સવાલ શિવાય બીજો જે એક સવાલ અત્યાર સુધી ફક્ત અટપટો નીવડ્યો છે એટલુંજ નહિં પરંતુ જેણે બન્ને કોમોને અત્યાર સુધી જુદી રાખી છે. પણ આનું નિરાકરણને કરવું મુશ્કેલ નથી. "આપ લે" કરીને સમાધાન કરવાના જુસ્સાની જરૂર છે. દેશની કાઉન્સીલોમાં, અને ડીસ્ટ્રીકટ તથા મ્યુનીસીપલ બોર્ડોમાં યોગ્ય અને અસરકારક પ્રતિનિધિપણું મુસલમાનો માગે છે—આ તેમની માંગણી સત્યપૂર્વક વિચાર કરનાર કોઇપણ હિંદુ ના પાડી શકે નહિં. વિશેષમાં મુસલમાન ભાઇઓ એવું માગે છે કે જુદાં જુદાં બોર્ડો અને કાઉન્સીલોમાંનું તેમનું પ્રતિનિધિત્વપણું, ચુંટણીઓ માટેનાં જુદાં પ્રતિનિધિ મંડળોદ્વારા દઢ કરવું જોઇએ. આ પ્રકારની ચુંટણીઓ માટેનાં જુદાં પ્રતિનિધિ

મંડળોની માંગણી દેશમાં ૧૯૦૯ થી શરૂ થઇ છે, અને ખરી અથવા ખોટી રીતે પણ, મુસલમાન કોમે હાલમાં તો જુદાં પ્રતિનિધિ મંડળો માટે દૃઢ નિશ્ચય કર્યો છે. કોમેની આજ્ઞાનુસાર આ સવાલ એવો છે કે તેના ઉપર આપણામાંના ઘણા કંઈ વિવેચન કરી શકીએ નહિં. મ્હારા સમજવા પ્રમાણે તો આ પ્રકારની ચુંટણીઓ માટેનાં જુદાં પ્રતિનિધિ મંડળની માંગણી મુસલમાન કોમને માટે રાજનીતિ બાબતથી પણ એક જરૂરીયાતની બાબત છે, કારણ કે મુસલમાનો જે લાંબા સમયથી ગાઢ નિંદ્રામાં પડયા છે તેમને જગાડવાને માટે આની જરૂર છે. મ્હારા હિંદુભાઇઓને તેથી હું વિનંતી કરૂં છું કે, હાલની સ્થિતિ અને સંજોગોમાં, મુસલમાનો જેઓ હિંદુસ્તાનમાં તેમના કરતાં સંખ્યામાં ઘણા ઓછા છે, તેમનો વિશ્વાસ અને શ્રદ્ધા પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરશે. જુદાં ચુંટણીનાં મંડળ મેળવવા માટે જો તેઓએ નિશ્ચય કર્યો હોય, તો તેમની માંગણી વિરૂદ્ધ હિંદુઓએ કંઈ વિરોધ બતાવવો જોઇએ નહિં.

હિંદુ અને મુસલમાનો બન્નેને અતી ઉપયોગી અને ઘણી જરૂરીયાતના બીજા વિષયો છે જેમાં તેઓએ સંપ અને એકમતીથી કામ કરવાનું છે. ન્હાની નજીવી બાબતો,—જેવી કે કાઉન્સીલો અને ડીસ્ટ્રીક્ટ બોર્ડોમાં મુસલમાનોને તો યોગ્ય હીસ્સો મળે તેને માટે લેવા જોઇતા માર્ગો અને ઉપાયો ને ભિન્નતાથી, આપણી પ્રગતિ અટકી ન પડે એવી સંભાળ રાખવી જોઇએ, અને એક અથવા બીજી બાજુએ પોતાનો આગ્રહ છોડી દેવો જોઇએ. આ કારણને લીધે હું મ્હારા હિંદુ ભાઇઓને વિનંતી કરૂં છુ કે તેઓ ઉદાર હૃદયી થાય, અને ચુંટણી માટેનાં જુદાં પ્રતિનીધિ મંડળોની બાબતમાં જો તેઓને થોડો ભોગ આપવો પડે તો તેઓ આપે, અને મુસલમાનભાઇઓની ખીલતી કાર્યશક્તિને સત્કાર અને ઉત્તેજન આપે. આવતી ક્રીસ્ટમસમા ઓલ ઇન્ડીયા મોસ્લેમ લીગ ભરાવાની છે તે પ્રસંગે હું પ્રેસીડંટ હોવાને લીધું મ્હારે આ બાબત ઉપર કંઇક વધારે અને પૂરૂં બોલવું પડશે.

પણ કોન્ગ્રેસે કમીટીઓ નીમી છે તે અને મુંબઈની લીગ, સુધારાઓની એક યોજના ઘડવાને માટે થોડા વખતમાં કલકત્તામાં મળવાની છે, અને હું હૃદયપૂર્વક પ્રાર્થના કરૂં છું કે તેઓ એવા પ્રકારની યોજના ઘડે કે જે યોજના સમસ્તહિંદની પ્રજાની એકે અવાજે સ્વીકારાયેલી માગણી તરીકે દુનિયાની પ્રજાઓ સમક્ષ રજુ થાય—

પણ એક બાબત તો દેખીતી છે થોડીક બેઠકો (Seats) હિંદુઓને મળે કે મુસલમાનોને મળે તેનો સવાલ નથી. હું પહેલાં જણાવી ગયો તે પ્રમાણે, શરૂઆતમાં તો, અધિકારી વર્ગની જે શાસન કરવાની સત્તા છે, તે શાસન અને સત્તા પ્રજા વર્ગને આપવી જોઇએ. હાલમાં તો ફક્ત આ સવાલ ઉપરજ આપણે આપણું પૂર્ણ લક્ષ અને કાર્યશક્તિ રોકવી જોઇએ. હિંદુ અને મુસલમાનોએ આ બાબતમાં ઐક્ય ધારણ કરીને, દરેક જાતની કાયદેસર હિલચાલ અને માગણી આ સત્તા મેળવવા માટે કરવી જોઇએ. નવીન ભારત ઉત્પન્ન થાય તેને માટે દરેક નજીવી તકરાર અને ન્હાના પ્રકારના મતભેદ છોડી દેવા જોઇએ.

"હિંદુસ્થાન હાલ હક વગરનું છે અને હક મેળવવા માટે દરેક હિંદીએ પોતાની એટલી સારી વસ્તુઓનો ભોગ ના આપતાં, જે સઘળી ખરાબ વસ્તુઓને તેઓ અધંત્વ-કાળથી વળગી રહે છે તેનો ભોગ આપવો જોઇએ, તેઓની વિરૂદ્ધતા અને વિભાગો, તેઓની એવી બાબતોમાં મગરૂરી કે જેને માટે તેઓએ શરમાવુ જોઇએ, તેઓની તકરારો અને ગેરસમજુતીઓનો ભોગ આપવો જોઇએ. આવા પ્રકારનો ભોગ દેવ લોકો પણ ચાહે છે."

ગૃહસ્થો અને સન્નારીઓ, મ્હારૂં ભાષણ હું પૂરૂં કરવા આવ્યો છું. છેવટમાં મને કહેવા દો કે, એકંદરે સઘળો આધાર આપણા ઉપરજ છે. એકત્ર થએલા અને દૃઢ હિંદુ અને મુસલમાનો,—ત્રીસ કરોડ માણસોનો હિંદુસ્થાનમાંની ચારે દિશાઓમાં ગાજી રહેલ અવાજ, એવા પ્રકારનો જુસ્સો ઉત્પન્ન કરશે, જેને પૃથ્વી પરની કોઇપણ સત્તા અટકાવી શકશે નહિ. હિંદ હવે રાજ માર્ગ ઉપર છે. સૈકાઓ થયાં તેણે ઘણું સંકટ વેઠ્યું છે અને ધીરજથી તેણે સઘળું સહન કર્યું છે. હવે તેની સમીપ ભવ્ય અને ઝળકતુ ભવિષ્ય છે.

આપણે સીધા રસ્તા ઉપર આવ્યા છીએ. આપણું ધારેલું લક્ષ્ય હવે આપણી દ્રષ્ટી સમીપ છે "આગળ વધો" એ આપણું સુત્ર અને નવીન ભારત માટે સરળ રસ્તો છે. પણ આપણી વધતી જતી પ્રગતીમાં, આપણે દીર્ઘ દ્રષ્ટીવાળા બનવુ જોઇએ, અને આપણી સન્મુખ જે સત્ય ચિત્ર છે તેને કદીપણ દ્રષ્ટી બહાર જવા દેવુ જોઇએ નહિ. ડહાપણ અને સાવચેતી એ **આપણને દોરવનાર સુત્ર રાખવુ**

---

૨૨-૧૦-૨૬.

પ્રાતીક કોન્ફરન્સની બીજા દિવસની બેઠક આજે બપોરે મળી હતી શરૂઆતમાં વંદેમાતરમવાળું ગાયન બાનુઓએ ગાયુ હતુ તે પછી નિચેનું ગાયન ગાયુ હતુ

૩

મળી સર્વ ભારત સંતાન, એક તાન મન આણ
ગાઓ ભારતના યશો ગાન.
ભારત ભૂમિ તુલ્ય નહિ કોઇ સ્થાન
નહિ અદ્રિ હિમાદ્રિ સમાન
ફલવતી વસુમતી સ્રોતસ્વતી પુણ્યવતી
શતખંડ રત્નનું નિધાન
થાઓ ભારતનો જય,
જય ભારતનો જય,
ગાઓ ભારતનો જય,
શું ભય શું ભય,
ગાઓ ભારતનો જય

રૂપવતી સાધ્વી સતી ભારત લલના,
કોને આપુ ત્હેની તુલના,
શર્મિષ્ઠા સાવિત્રી સીતા, દમયન્તી પતિવ્રતા,
અતુલના ભારત લલના — થાઓ ભારતનો જય.

વીરયોનિ આ ભૂમિ વીરની જનની,
વ્યાપી રહી અજ્ઞાન રજની,
સુગભીર એ તિમિર કદી નહિ રહે થિર,
દેખા દેશે દિપ્ત દિનમણિ — થાઓ ભારતનો જય

પ્રેમ કરો બીરૂ કરો સાહસ આશ્રય,
યતો ધર્મ સ્તતો જય
છિન્નભિન્ન હીનબળ ઐક્યથી પામશુ બળ,
માતા મુખ ઉજ્જ્વલ કરેથી શું ભય — થાઓ ભારતનો જય.

૪

ઊઠ ઓ ભારત લક્ષ્મી, ઊઠો આદિત જગત જન પૂજ્ય,
દુઃખ દૈન્ય દૂર કરી, કરો દૂરિત ભારત લજ્જા
છોડો રે છોડો શોક શય્યા, થાઓ સજ્જ,
પુન કમન કનક ધન ધાન્ય
જનની રે લે ત્હારે વક્ષે,
શાન્તિથી વાસ દે ત્હારે હૃદયે,
આક્રન્દ કરે તુજ ચરણ તળે, વિશતી કોટી નરનારીઓ
કમના, દુઃખ લાછિત ભારત વર્ષે

શક્તિ મુજ સહુ યાચી, કાલ સાગર કંપન હર્ષે,
ત્યારે અભય કર સ્પર્શે, નવ હર્ષે;
પુનઃ તરુણી ચાલ, સુખ લહ્યે. જનની.

ભારત સ્મશાન કરો પૂર્ણ, શુભ કોકિલ કુંજિત કુંજે,
દ્વેષ હિંસા કરી ચૂર્ણ, કરો પૂરિત પ્રેમ આલિ ગુંજે;
દુરિત કરી તાપ પુંજ, પાપ પુંજ,
પુનઃ વિમલ કરો ભારત પુણ્યે. જનની.

ને પછી કૉન્ફરન્સનું કામ શરૂ થયું હતુ.

ગઇ રાત્રે મોડે સુધી ચર્ચી સબજેક્ટ કમિટિએ ઘણાક ઠરાવો નક્કી કર્યા હતા. શરૂમાં કૉન્ફરન્સમાં હાજર નહિ થઇ શકવા માટે દિલગીરી દર્શાવનારા કાગળો અને તારો વાંચવામાં આવ્યા હતાં તેમાં ઑનરેબલ સર પ્રભાશંકર પટ્ટણીનો તાર પણ હતો.

બાદ પહેલા સાત ઠરાવો પ્રમુખ તરફથી રજુ કરવામાં આવ્યા હતા. પહેલા પાંચ ઠરાવો સર ફીરોજશાહ એમ. મહેતા, સર ચીનુભાઇ માધવલાલ, મી. દાજી આબાજી ખરે, મી. ગોવીન્દરાવ આપાજી પાટીલ, અને અરલ કીચનરના મરણ માટે દિલગીરી દેખાડવા માટેના હતા. છઠ્ઠો ઠરાવ ઇલાકાની પ્રજા તરફથી નામદાર શહેનશાહ અને તાજ તરફની ઉંડી વફાદારીની ખાત્રી આપવા માટેનો તથા કોઈ પણ ખરચ અને ભોગે શહેનશાહતની બાજુએ ખડા પગે રહેવાની ખાત્રી આપવાનો હતો. સાતમો ઠરાવ હિંદી સિપાહીઓ અને વીરોએ લડાઇના જંગમાં બતાવેલી બહાદુરી માટે મગરૂરી લઇ મિત્રરાજ્યો કતેહનું તાજ પામે તે માટે પ્રાર્થના કરવાનો હતો. આ બધા ઠરાવો એક સાથેજ મત લેતાં એકમતે પસાર થયા હતા.

## ઓ૦ મી૦ પારેખનું ભાષણ.

૮. ઑનરેબલ મી૦ ગોકળદાસ પારેખે તે બાદ એવો ઠરાવ મુક્યો કે "નામદાર ઇસરોયની વડી ધારાસભાના ચુંટી કઢાયલા સભાસદોએ થોડા વખતપર જે અરજી નામદાર ઇસરોય ઉપર મોકલી આપી છે તે અરજીમાં સુચવવામાં આવેલા સુધારાઓ તરફ આ કૉન્ફરન્સ પોતાની પસંદગી જાહેર કરે છે, અને તેને ટેકો આપે છે."

મી૦ પારેખે ઉપલા ઠરાવના ટેકામાં વિવેચન કરતાં જણાવ્યું કે હાલમાં જે ખુનખાર જંગ ચાલે છે, તેમાં આખી શહેનશાહત પોતાનું ઉમદામાં ઉમદ લોહી રેડે છે અને દરરોજ લાખો પૌંડ નાના રાજ્યો અને નબળી પ્રજાના છુટાપણા માટે ખર્ચે છે, અને જ્યાં સુધી હિંદુસ્તાનને લાગેવળગે છે ત્યાં સુધી તેણે પોતાના દેશી ભાઇઓને અને શહેનશાહતને સંતોષ મળે એવી રીતે પોતાની ફરજ બજાવી છે. જેઓ રાજ્યકારોબાર માટે જોખમદાર છે તેઓએ આપણને ખાત્રી આપી છે કે હિંદની છુટાપણાને લગતી ઇચ્છાઓ તરફ દીલસોજીની નજરે જોવામાં આવશે. આપણને એમ પણ કહેવામાં આવ્યું છે કે હિંદુસ્તાનને એક તાબેદાર પ્રજા તરીકે નહિ પણ શહેનશાહતના એક ભાગ તરીકેજ ગણવામાં આવશે.

આવા સંજોગોમાં એ કુદરતી છે કે આપણને ભવિષ્ય માટે ઉંચી આશાઓ ઉત્પન્ન થાય. ૧૯૦૯ સુધી હિંદુસ્તાનની સરકારનો રાજ્યકારોબાર એવા અમલદાર વર્ગ તરફથી ચલાવવામાં આવતો હતો કે જે આ હિંદી તત્વશુન્ય રૂપે હતું. ખરૂં છે કે એ વર્ષમાં કરવામાં આવેલા સુધારાઓ મારફતે ચોક્કસ છુટ આપવામાં આવી હતી, અને તેનું જે પરિણામ આવ્યું છે, તે વધુ છુટ આપવા માટે આપણને ઉત્તેજન આપનારૂં છે.

વડી ધારાસભાના જે ૧૯ સભાસદોએ નામદાર વાઇસરોય ઉપર જે અરજી મોકલી આપી છે, તે ઘણી સંભાળપૂર્વક તૈયાર કરવામાં આવી હતી. તેનું કારણ એ હતું કે સરકાર પોતાની મરજીમાં આવે તેવી કોઈ યોજનાને અમલમાં મુકે નહિ.

એ બાદ ઑનરેબલ મી૦ પારેખે અરજીમાં જણાવવામાં આવેલી બાબતો ઉપર વિવેચન

કરી જણાવ્યું કે આગલા કાલમાં જો કે યુરોપીયનો આપણા દેશમાં કારોબાર માટે સલાહ આપનાર તરીકે હતા નહિ તો પણ હિંદુસ્તાનમાં ઘણા મોટા રાજ્યકારોબારીઓ, એડમીનીસ્ટ્રેટરો ઉત્પન્ન થયા હતા હું આશા રાખું છું કે તમે આ ઠરાવ સર્વાનુમતે પસાર કરશો.

## ઓ૦ મી૦ પ્રાંજપેનું ભાષણ.

ઓનરેબલ મી. રઘુનાથ, મી. પ્રાંજપેએ એ ઠરાવને ટેકો આપતાં જણાવ્યું કે આ ઠરાવ માત્ર એટલુંજ દર્શાવે છે કે આપણા વડી ધારાસભામાંના પ્રતિનિધિઓ પોતાનું કામ બરાબર રીતે કરે છે.

કેટલીક તરફથી એમ કહેવામાં આવે છે કે એ અરજી ઉપર સહી કરનારાઓ મુખ્ય કરીને ધારાશાસ્ત્રીઓ છે, અને તેઓ પ્રજા મત જાહેર કરી શકે નહિ. પણ મી૦ લોઇડ જ્યોર્જ, વાઇકાઉન્ટ હેલ્ડેન અને મી૦ એસ્ક્વીથ–સર્વે ધારાશાસ્ત્રીઓ છે અને તેજ કારણે શું તેઓ ઈંગ્લેન્ડની કાઉન્સીલમાં જાહેર પ્રજામત દર્શાવી શકે નહિ એવો કોઈ શક બતાવે છે કે ? એ સીવાય અરજી ઉપર સહી કરનારાઓમાંના કેટલાક વકીલો ઉપરાંત આબરૂદાર આસામીઓ છે એ કરતાં વધુ સારા પ્રતિનિધિઓ આપણને મળી શકત નહિ.

હાલની હિંદી સરકાર લોર્ડ હાર્ડીંગના વખતની સરકાર જેવી નથી. હાલના નામદાર વાઇસરોયની કારકીર્દિને છ સાત મહિના થઈ ગયા છતાં તેના તરફથી દીલસોજી ભર્યા ઘણા ભાષણો થયાંની મને ખબર નથી. તે બાદ અરજીમાં જણાવેલી બાબત ઉપર વિવેચન કરી ઓનરેબલ મી૦ પ્રાંજપેએ જણાવ્યું કે એ અરજીમાં ટુંકમાં એવો હેતુ દર્શાવવામાં આવ્યો છે કે દેશનો કારોબાર દેશની પ્રજા મારફતે ચાલવો જોઇએ. આપણને એમ કહેવામાં આવે છે કે લડાઈ દરમ્યાન બજાવેલી સેવાનો બદલો આપણે માનવો જોઇએ નહિ, પણ આપણે તેનો કાંઇ બદલો માગતાજ નથી શહેનશાહતના બીજા ભાગો પોતાની જરૂરીયાતો શું છે, તે જણાવવા લાગ્યા છે. અને હિંદુસ્તાને પણ તેમ કરવું જોઇએજ. આપણે એ માગણી એ કારણથી કરીએ છીએ કે આપણે શહેનશાહતના એક ભાગ તરીકે રહેવા માગીએ છીએ. આપણે આપણો દરજ્જો જાળવી રાખવા માગીએ છીએ અને આપણી તરફ જે બીજી પ્રજાઓ તીરસ્કાર બતાવે છે તે આપણે સમાવી લેવા નથી માગતા. જો હિંદુઓને વોલંટીઅર થવાનો હક આપવામાં આવ્યો હોત તો ઈંગ્લેન્ડને લડાયક માણસોની કદી ખોટ પડત નહિ.

## ડૉકટર દાદાભાઈના શબ્દો.

ડૉકટર દાદાભાઈએ એક વખત કહ્યું હતું કે જો હીંદીઓને લશ્કરી તાલીમ આપવામાં આવે તો ઈગ્લાંન્ડ રૂશીયા જેવાં છ રાજ્યોને પુરૂં પડી શકે. હવે રૂશીઆનો સવાલ નથી રહ્યો, પણ જો હીંદીઓને લશ્કરી તાલીમ મળી હોત તો તે છ જર્મનીઓને પુરૂં પડત. જો એક લશ્કરી કોલેજ ઉઘાડવામાં આવે તો ઘણા હીંદીઓ તેમાં જોડાશે. મોટા લશ્કરી ઓધાઓ પણ હીંદીઓ માટે ખુલા મુકાવા જોઇએ.

ઓનરેબલ મી૦ ચુનીલાલ વી૦ મેહેતાએ ઠરાવને વધુ ટેકો આપવા બાદ તે તાળીઓ વચ્ચે પસાર કરવામાં આવ્યો હતો.

૯. ઓનરેબલ મી૦ બી૦ એસ૦ કામટે તે બાદ એવો ઠરાવ રજુ કર્યો હતો કે આવતી હીંદી પ્રજાકીય કોંગ્રેસની એકઠી વેળાએ આ કાઉન્સિલના સુધારાની બાબત હાથ ધરવી અને સુધારાની યોજના ઘડી કાઢવા માટે અને તે બ્રીટીશ પ્રજા અને પાર્લામેન્ટ સમક્ષ રજુ કરવા માટે પગલાં લેવાં.

મી૦ કામટે જણાવ્યું હતુ કે આવી અરજ ચુંટાયલા અને નેમાયલા હીંદુ અને એસ્લામી સભાસદો તરફથી એકત્ર થવી જોઇએ કેમકે એકવાર ચુંટાયલો સભાસદ હોય તે બીજીવાર નેમાયલો પણ હોય.

ઠરાવને મી૦ એન સી. કેલકરે મરાઠીમાં અને મી૦ પી. કે. તેલંગ તથા મી૦ જમનાદાસ દ્વારકાદાસે ગુજરાતીમાં ટેકો આપ્યા બાદ ઠરાવ પસાર થયો હતો.

૧૦. બાદ મી૦ ઇચ્છારામ ભગવાનદાસે લોકલ બોર્ડો અને મ્યુનીસીપાલીટીઓની સત્તા વીસ્તારવાની અરજ કરનારો ઠરાવ રજુ કર્યો હતો.

મી૦ ઇચ્છારામે જણાવ્યું હતું કે, સરકારી અમલદારોનો કાબુ ઇંગ્લેંડમાંની લોકલ ગવર્મેન્ટ બોર્ડ મધ્યે હોય છે તેથી વિશેષ હોવો નહીં જોઇએ. સઘળા સભાસદો ચુંટાયલા હોવા જોઇએ તેમજ તેમને પોતાનો કારોબારી અમલદાર નેમવા કે દુર કરવાની સંપૂર્ણ સત્તા મળવી જોઇએ. પ્રમુખ અને ઉપપ્રમુખ પણ બીન સરકારીજ હોવા જોઇએ અને ચોક્કસ પ્રકારની પ્રાંતીક મેહેસુલો વસુલ કરવાની તેને સત્તા મળવી જોઇએ.

ટેકો મળવા બાદ ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો.

૧૧. મી૦ એચ૦ કે૦ પટવર્ધને ઘટતા સુધારાવધારા સાથે પંચાયતની રૂઢી તાજી કરવાનો ઠરાવ રજુ કર્યો હતો અને તે પસાર થયો હતો.

૧૨. મી૦ વી૦ આર૦ ગુપ્તેએ એવો ઠરાવ રજુ કર્યો હતો કે ઇલાકાના હીંદુ રહેવાસીઓને સરકારને કોઇપણ કટોકટ મામલામાં ખુશીથી મદદગાર થવા સંબંધમાં બંધનો હોય તે દુર કરવા. શારીરિક શક્તિ ધરાવનારાઓને લશ્કરી તરીકે નામ નોંધાવવાની રજા બક્ષવી અને લશ્કરી તાલીમ આપવા માટે ઇલાકામાં કોલેજ કે કોલેજો કાઢવાને સરકારને અપીલ કરવી.

મી૦ ગુપ્તાએ ઠરાવના ટેકામાં જણાવ્યું હતું કે આ રીતે હીંદીઓને લશ્કરી તાલીમ આપવામાં આવે તો ચાર લાખ હીંદી લશ્કરીઓ શેહેનશાહતની મદદમાં ઉભા થાય. આ લોકોને પોલીસનાં કામમાં પણ ઉપયોગમાં લઈ શકાશે અને લડાઈ વખતે પણ ઉપયોગી થઇ પડે.

મી૦ ડબલ્યુ૦ ટી. હાલાઇ અને મી૦ ચાહવાળાએ ટેકો આપવા બાદ ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો.

અત્રે કોન્ફરન્સ આરામ માટે ઉઠી હતી.

૧૩. અરધા કલાક પછી કોન્ફરન્સ પાછી મળતાં મી૦ જહાંગીર બી. પીટીટે છાપાને લગતા કાયદા સામે વાંધો જાહેર કરી તે રદ કરવાને અરજ કરવાનો ઠરાવ રજુ કર્યો હતો.

મી૦ પીટીટે જણાવ્યું કે તેના અમલ માટેની સત્તા ઘણી વધારે પડતી અપાઈ છે અને હાઈકોર્ટનો તે ઉપર કશો કાબુ નથી. જે વાત એંગ્લો-ઇનડીઅન છાપાં પ્રગટ કરી શકે છે તેજ બીના હીંદી છાપાઓને પ્રગટ કરવાનું ભયભર્યું નીવડે છે. આ કાયદો ગંભીર સંજોગમાં ઘડાયો હતો પણ હવે તેવા સંજોગ નથી અને હવે સત્વર તે કાયદો રદ થવો જોઇએ છે.

મી૦ આર. જી. પ્રધાને ઠરાવને ટેકો આપવા બાદ અને મી૦ જી. કે. દેવધરે વધુ ટેકો આપવા બાદ ઠરાવ મત લેતાં પસાર થયો હતો.

૧૪ મી૦ મોહનલાલ કરમચંદ ગાંધીએ એવો ઠરાવ રજુ કર્યો કે " મીસીસ બીસેંટ અને બીજાઓના સંબંધમાં ડીફેન્સ ઑફ ઇન્ડિયા એક્ટનો જે રીતે ઉપયોગ કરવામાં આવ્યો છે, તે સામે આ કોન્ફરન્સ ઘણીજ ડરતી નજરે જુએ છે અને આ કોન્ફરન્સ નામદાર સરકારને મજબુત આગ્રહ કરે છે કે તેણે ઇંગ્લેંડના ડીફેન્સ ઑફ રેલ્મ એક્ટના ઉપયોગ સંબંધમાં જેમ કેટલાક " સેફગાર્ડો " છે તેમ હિંદુસ્તાનના ડીફેન્સ ઑફ ઇન્ડિયા એક્ટ સંબંધમાં " સેફગાર્ડો " માટે ગોઠવણ કરવી. વળી આ કોન્ફરન્સ માનપૂર્વક એવી અરજ પણ કરે છે કે મુંબઈ ઇલાકામાં મીસીસ બીસેંટને દાખલ થતાં અટકાવનારો મુંબઈની સરકારનો હુકમ જેમ બને તેમ જલદી રદ કરવો.

. મી૦ ગાંધીએ ગુજરાતીમાં બોલતાં જણાવ્યું કે મીસીસ બીસેંટ જે એકજ કામ કરે છે તે એ કે તે " હોમરૂલ " સંબંધમાં ભાષણો અને લખાણો કરે છે. મીસીસ બીસેંટ એક બાનુ હોવાથી, તેમજ ડીફેન્સ ઑફ ઇન્ડિયા એક્ટ સીવાય બીજા ઘણા કાયદાઓનો આવી બાબતોમાં ઉપયોગ થઈ શકે એમ હોવા છતાં, એ કાયદાનો ઉપયોગ મીસીસ

બીસેંટ સંબંધમાં કરવામાં આવ્યો છે, તે દયાજનક હોવાથી, તેમજ મુંબઈ ઇલાકામાં હોમરૂલની હીલચાલ તેના કરતાં બીજું કોઈ વધુ સારી રીતે ચલાવી શકે એમ નહિ હોવાથી, મીસીસ બીસેંટ સામેનો હુકમ જલદી રદ થવો જોઇએ.

ઓનરેબલ મી૦ શ્રીનીવાસ શાસ્ત્રીએ આ ઠરાવને ટેકો આપતાં જણાવ્યું હતું કે આવા કાયદાનો ઉપયોગ છુપી પોલીસના માણસોએ આપેલી ખબરો ઉપરથી થાય છે. મહાન આયરીસ બાનુ મીસીસ એનીબીસેંટ સંબંધમાં મુંબઇની સરકારે ઘણીક ખબરો મેળવી હશે પણ આપણે પણ તેને ઓળખીએ છીએ. તેનું કોઇ કામ અંધારામાં થતું નથી, અને તેના કોઇ પણ શબ્દોનો અર્થ બીનવફાદારી દર્શાવનારો થઇ શકશે નહિ. તેના લખાણો બ્રિટિશ શહેનશાહત તરફ સંપૂર્ણ વફાદારી દર્શાવનારા છે. હું કોઇ થીઓસોફીસ્ટ કે હોમરૂલલીગનો સભાસદ નથી અને તે છતાં હું તેને બીજાઓ કરતાં કાંઈ પણ પ્રકારે ઓછો વખાણનાર નથી. તેણે હિંદ માટે જે મહાન કાર્યો કર્યાં છે તેને માટે આપણે તેના આભારી છીએ.

## સ્વદેશીને લગતો ઠરાવ.

૧૫ ઓનરેબલ મી૦ પરશોતમદાસ ઠાકોરદાસે એવો ઠરાવ રજુ કર્યો કે આ કોન્ફરન્સ સ્વદેશી હીલચાલને ઘણોજ અંતઃકરણ પુર્વક ટેકો આપે છે અને આપણા દેશીઓને વીનતી કરે છે કે દેશની કારીગીરીને ઉત્તેજન આપવાને માટે તેમણે ચાલુ પ્રયત્નો કરવા અને જરૂર પડતાં થોડાઘણો ભોગ આપીને પછી આયાત કરેલી ચીજો કરતાં દેશી ચીજોને વધુ પસંદગી આપવી અને સરકારનું માનપુર્વક ધ્યાન ખેંચે છે કે નીચેના ઉપાયોથી દેશી કારીગીરીને ઉત્તેજન આપવું:—

(૧) રૂ ઉપરની નીકાશ જકાત તાકીદે કહાડી નાંખવી.
(૨) શુરૂ થતા ઉદ્યોગોને ઉત્તેજન આપવાને માટે આયાત જકાતનું ધોરણ દાખલ કરવું.
(૩) ઇલાકેદાર બેંકોની મારફતે ટેકસટાઇલ અને બીજા હીંદી ઉદ્યોગોની ખીલવણી કરવા ખાતેર નાણાં સંબંધી સગવડો પુરી પાડવી અને ખાસ છુટછાટ આપવી.

## ઓ૦ મી૦ પરસોતમદાસ ઠાકોરદાસ.

ઓ૦ મી૦ પરશોતમદાસ ઠાકોરદાસે ઉપલો ઠરાવ રજુ કરતાં જણાવ્યું કે જ્યારથી બ્રીટીશ સરકારે છુટક વેપારની રાજનીતીનો હીંદ માટે અખત્યાર કીધો ત્યારથી હીંદના ઉદ્યોગોને ખમવું પડયું છે, આ બધી બાબતોને લગતી તપાસ ચલાવવા માટે સરકારે હોલેન્ડ કમીશન નેમ્યું છે પણ જ્યાં લગી જકાતની રાજનીતીને લગતી તે કમીશન તપાસ ચલાવશે નહીં ત્યાં લગી કમીશન નીષ્ફળ નીવડશે એવો પ્રજાનો મત છે. લેંકેશીરના લાભો જળવાય અને આપણે ભોગે તેઓ કમાય તે ખોટું છે તે સરવે જાણે છે; છતાં દેશમાં બનતા માલ ઉપર ૩॥ ટકાની જકાત ચાલુ રાખવામાં આવી નથી તે ઠીક નથી. આટલું જણાવી આ ઠરાવ હું રજુ કરૂં છું.

ઉપલા ઠરાવને મી૦ એન૦ એમ૦ અષ્ટપુત્રે ટેકો આપતાં સ્વદેશી માલ લેવાનો આગ્રહ કીધો હતો. ઇંગ્લાંડના લોકો શ્રીમાન થાય તેની આપણે ના પાડતા નથી. પણ તે થાય તેટલા આપણે શ્રીમંત થઇએ એમ સરકારે કર જોઇએ.

## મી૦ જી. ઈ. પટેલ.

મી૦ પટેલે જણાવ્યું કે આ અમદાવાદ ઉદ્યોગોમાં આગળ પડતો ભાગ લેનારૂં છે. સરકાર તરફથી દેશમાં જે માલ બને છે તે સામે ૩॥ ટકાની જકાત નાખવામાં આવી છે. તે શામાટે કે લેંકેશાયરમાં માલ બનાવનારાઓને ખોટ ન જાય તેટલા માટે છે. અમેરીકામાં જકાત માટે મોટા પક્ષો છે. ત્યાના ધંધાને વધારવા માટે તેઓ અનેક પ્રયત્નો કરે છે. તેઓ પોતાના દેશમાં બનતી કાચી વસ્તુઓ બાહેર જવા દેતા નથી. પણ તેનો ઉપયોગ પોતાના દેશમાં કરે છે. જાપાનમાં રાજ્ય ત્યાંના ઉદ્યોગોને મદદ કરે છે; માટે અહીં પણ તેવા ઇલાજો લેવા જોઇએ.

બાદ ઉપલો ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો. તે પછી આજનું કામકાજ પુરૂ થયુ હતું.

તા ૨૩—૧૦—૧૬.

પરિષદની બેઠક આજે ૧૨॥ વાગે મળી હતી. શરૂઆતમા વંદેમાતરમવાળું ગાયન બાનુઓએ ગાયું હતુ પછી નિચેનું ગાયન ગાયુ હતું.

૪

ઊઠ ઓ ભારત લક્ષ્મી, ઊઠો આદિ જગત જન પૂજ્ય;
દુખ દૈન્ય સહુ નાશી, કરો દૂરજ ભારત લજ્જા,
છોડો રે છોડો શોક શય્યા, કરો શય્યા
પુન કમલ કનક ધન ધાન્ય.
( Chorus ) જનની રે લે ત્હારે વૃક્ષે.
શાન્તિ નિવાસ પુરો અમ નેત્રે.
કંદન કરે તુજ ચરણ તળે ત્રિશતી કોટી નર નારીઓ.
નિપુણ નાવિક નથી કમલા, દુખ લાંછિત ભારત વર્ષે.
શક્તિ અમ જાત્રાળુ, કાલ સાગર કંપન દર્શે.
તુજ અભય પદ સ્પર્શે નવિન હર્ષે.
પુન ચાલશે નાવ સુખ લક્ષે.
ભારત શ્મશાન કરો પૂર્ણ પૂત કોકિલ કૂજિત કુંજે,
દ્વેષ હિંસા કરી ચૂર્ણ, કરો પૂરિત પ્રેમ અલિ ગુંજે.
દૂરિત કરી તાપ પૂંજ, પાપ પૂંજ;
પુન વિમલ કરો ભારત પુણ્યે.

---

તે પછી કોન્ફરન્સનું કામ શરૂ કર્યું હતું.

**કામદારોને લખતથી બાંધીને લઈ જવાની રૂઢી.**

પ્રમુખે શરૂઆતમાં મી૦ એમ૦ કે૦ ગાંધીને કામદારોને લખતથી બાંધીને લઇ જવાની રૂઢીને લગતો ઠરાવ રજુ કરવાને જણાવ્યુ હતું. તે ઠરાવ નીચે મુજબ હતો.—૧૬ આ કોન્ફરન્સ, કામદારોને લખતથી બાંધીને લઈ જવાની રૂઢી જેમ બને તેમ વહેલી કહાડી નાખવાની જરૂરીઆત ઉપર ભાર મેલે છે, કે જે રૂઢી ગુલામગીરીના જેવી છે અને કામદારોને સામાજીક તેમજ રાજકીય બાબતમાં ઉતારી પાડનારી છે અને દેશના આર્થિક અને નૈતીક લાભોને નુકશાનકારક છે.

મી૦ ગાંધીએ ઉપલો ઠરાવ રજુ કરતાં ગુજરાતીમાં એક લંબાણ ભાષણ કરીને હાલની રૂઢીથી ભોગવવી પડતી મુશ્કેલીઓનું વર્ણન કર્યું હતું તથા આ રૂઢી કહાડીનાખવાની ભલામણ કરી હતી.

મી૦ ઇમામ સાહેબ જેઓ દક્ષીણ આફ્રીકા ખાતેની લડતમાં મી૦ ગાંધીના એક ગોઠીઆ હતા તેમણે ઉપલા ઠરાવને ટેકો આપ્યો હતો અને જણાવ્યુ હતું કે કામદારોને લખતથી બાંધીને લઇ જવાની રૂઢી ફક્ત ગુલામગીરી જેવી છે એટલુંજ નહી પણ તે કરતાં પણ વધારે ખરાબ છે

પુનાવાળા મી૦ જાવડેકરે ઉપલા ઠરાવને વધુ ટેકો આપ્યા બાદ તે પસાર થયો હતો.

**પ્રાથમીક કેળવણી મુફત અને ફરજીઆત કરવાને લગતો ઠરાવ.**

પુનાવાળા મી૦ વી૦ જી૦ કાલેએ તે પછી એવો ઠરાવ રજુ કર્યો કે—આ કોન્ફરન્સ એવો મજબુત મત ધરાવે છે કે હવે વખત આવી પુગ્યો છે કે જે વેળા આખા ઇલા-

કામાં પ્રાથમીક કેળવણી મુફત અને ફરજીઆત કરવી જોઇએ અને તે નામદાર સરકારને આગ્રહ કરે છે કે નીચે જણાવેલી બાબતો માટે વહેલાં પગલાં ભરવાં—(૧) માધ્યમીક અને ઉંચી કેળવણી માટે નાણાંની મોટી રકમોની મંજુરી આપવી, (૨) તબીબી, એન્જીનીરીંગ અને વેપારને લગતી ઉંચી કેળવણી આપવા માટે કોલેજો સ્થાપવી, કારણકે હાલમાં જે કોલેજો છે તેમની સંખ્યા પુરતી નથી. (૩) કતિ આર્ટસની નવી કોલેજો ઉઘાડવી અથવા તો હાલની કોલેજોને મોટી બનાવવી કે જેથી દર વરસે આર્ટસ કોલેજોમાં દાખલ થવા ઇચ્છિતા વીદ્યાર્થીઓની વધતી જતી માગણીને પુગી વળવાને બની શકે (૪) સરકારી તેમજ સરકારી મદદ મેળવતી માધ્યમીક શાળાઓમાં વધી ગયેલી ફીના પ્રમાણમાં ઘટાડો કરવો, (૫) સ્વદેશની માધ્યમીક શાળાઓ અને કોલેજોનો વધારે ઉદારતાથી સ્વીકાર કરવો, (૬) સરકારી મદદ મેળવતી અથવા નહી મેળવતી ખાનગી શાળાઓના વહીવટમાં તેમજ પ્રાથમીક અને માધ્યમીક શાળાઓમાં અભ્યાસની ચોપડીઓ પસંદ કરવામાં ખાતાં તરફથી વચ્ચે માથું મારવામાં આવે છે તે થવુ નહી જોઇએ, (૭) સરકારી હાઇસ્કુલોમાં વિદ્યાર્થીઓને દાખલ કરવા માટે તેમની સંખ્યાની હદ ઠરાવવામાં આવે છે તે દુર કરવી જોઇએ, (૮) બની શકે ત્યાંસુધી દેશી ભાષા મારફતે, કેળવણી આપવી, (૯) હુન્નર ઉદ્યોગની, વેપારી, ખેતીવાડીની કેળવણી આપવા માટે પુરતી જોગવાઇ કરવી જોઇએ.

મી૦ કાલેએ પોતાના ઠરાવના ટેકામાં બોલતાં જણાવ્યું કે આ ઠરાવ ઘણો વીશાળ છે. નામદાર સરકારે પ્રજાકીય કેળવણીની યોજનામાં ગંભીર સુધારો કરવો જોઇએ. તેમણે જણાવ્યું કે મારી ખાતરી છે કે આ કામ માટે જોઇએ તેટલું મળી શકશે, બીજી દીશાઓમાં ફક્ત કરકસર કરવાની જરૂર છે. જો વધારાની રકમ કેળવણી પાછળ ખરચવાની હોય તો હીંદી કર ભરનારાઓ પણ તે વધારાનો બોજો ઉપાડી લેવાને ખુશી થશે.

ઉપલા ઠરાવને મી૦ એ૦ વી૦ ઠક્કરે ટેકો આપ્યો હતો તથા મી૦ એન૦ પી૦ પારણકરે વધુ ટેકો આપ્યો હતો જે પછી ઠરાવ પસાર થયો હતો.

### ૧૮. રેલ્વેના ત્રીજા વરગના ઉતારૂઓને ભોગવવી પડતી હાડમારી.

એ પછી મી૦ જીવરાજ ગોકલદાસ નેણસીએ ઠરાવ રજુ કર્યો કે, આ કોન્ફરન્સ, રેલવેના ત્રીજા વર્ગના ઉતારૂઓ કે જેઓમાંથી રેલવેને મોટી આવક થાય છે તેઓને નીચલાં કારણોસર જે અગવડો અને હાડમારીઓ ભોગવવી પડે છે તેની ઉપર સત્તાવાળાઓનું ધ્યાન ખેંચે છે.—(એ) રેલ્વે ટ્રેનોમાં વખતોવખત અતી ગીરદી, (બી) મુસાફરી માટેની અને સુખાકારીનાં વારણ મુજબની કેટલીક જરૂરી સગવડોની ખામી, (સી) જાજરૂઓના વેહેવારના સંબંધમાં માણસાઇપણાની ખામી, (ડી) રેલ્વે કામદારોની જાહેર પ્રજા તરફની પોતાની ફરજ અદા કરવાની બેદરકારી અને (ઇ) રેલ્વે કંપનીના નોકરો તરફથી સામાન્ય રીતે હીંદીઓ તરફ તથા ખાસ કરીને ત્રીજા વર્ગના ઉતારૂઓ તરફ તોછડી વરતણુંક માટે આ કોન્ફરન્સ અરજ કરે છે કે આ ફરીઆદો દુર કરવા માટે વેહેલાં પગલાં ભરવાં અને તે વધુ આગ્રહ કરે છે કે નામદાર સરકારે જોવું જોઇએ કે કોઇપણ રેલ્વેને એક કોમના ફક્ત ચોક્કસ વીભાગો જેવા કે યુરોપીઅનો અને એંગ્લો—ઇંડીઅનો માટે કંપાર્ટમેંટો રીઝર્વડ રાખવાની સત્તા નથી.

આ ઠરાવને ટેકો મળ્યા બાદ તે પસાર થયો હતો.

### પ્રાંતીક નોકરીમાં હીંદીઓને મોટા ઓધા.

૧૯. એ પછીનો ઠરાવ જે પ્રમુખ તરફથી મેલવામાં આવ્યો હતો અને પસાર થયો હતો તે એવી મતલબનો હતો કે આ કોન્ફરન્સ, ઇલાકામાં જુદી જુદી નોકરીઓમાં ઉંચા ઓધાઓ ઉપર અને ખાસ કરીને સીંધમાં જુડીસ્યલ કમીસ્નરોની કોર્ટો ઉપર હીંદીઓનું પ્રમાણ ઓછું રાખવામાં આવ્યું છે તે માટે પોતાના અસંતોષની લાગણી જાહેર કરે છે. અને નામદાર સરકારને અરજ કરે છે કે આ ફરીયાદ દુર કરવા માટે પગલાં ભરવાં.

## વીરમગામ ખાતેની જકાત.

૨૦. મી૦ એમ૦ કે૦ ગાંધીની દરખાસ્ત અને મી૦ સી૦ એસ૦ દેવલેના ટેકાથી વીરમગામ ખાતે અને કાઠીઆવાડની સરહદપર આવેલાં બીજાં મથકો ખાતે લેવામાં આવતી જકાત તથા લોકોને ભોગવવી પડતી હાડમારીઓ ઉપર નામદાર સરકારનું ધ્યાન ખેંચવાનો અને તે જકાત કહાડી નાખવાની તેને અરજ કરવાનો ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો.

એ પછીના ત્રણ ઠરાવો પ્રમુખ તરફથી રજુ કરવામાં આવ્યા હતા અને તેને પસાર કરવામાં આવ્યા હતા. તેમનો પહેલો ઠરાવ બેલગામ જીલ્લા ખાતેથી જુરી મારફતે તપાસ ચલાવવાનો હક પાછો ખેંચી લેવાનાં નામદાર મુંબઈ સરકારનાં પગલાં માટે દીલગીરી દેખાડવાનો તથા તે હુકમ રદ કરવાની અરજ કરવાને લગતો હતો. બીજો ઠરાવ આવક કરના સંબંધમાં આંકણીની રીતીમાં સુધારો કરવાને લગતો હતો. અને ત્રીજો ઠરાવ આ દેશના લોકોમાં છેલ્લાં પચાસ વરસમાં દારૂ પીવાની ટેવમાં થયલા વધારા માટે દીલગીરી જાહેર કરવાને લગતો હતો.

૨૧. મી૦ મગનભાઈ સી૦ પટેલની દરખાસ્ત અને મી૦ ગોકળદાસ ડી૦ તલાટીના ટેકાથી એવી મતલબનો ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો કે મવડાંના ફુલને માણસોના ખોરાક તરીકે તથા જાનવરો માટે ઘાસચારા તરીકે ઉપયોગમાં લેવામાં આવે છે તે જોતાં, મુંબઈના આબકારી કાયદામાં વધુ સુધારો કરવાને લગતા ખરડાની બીજી કલમ કહાડી નાખવી.

એ પછી કોન્ફરન્સ આ બાબત માટે મુલતવી રહી હતી.

## બપોર પછીનું કામકાજ.'

૨૧. બપોર પછી કોન્ફરન્સ પાછી મળતાં ઓન૦ મી૦ આર૦ પી૦ પરાંજપેએ, જે શહેરની મ્યુનીસીપાલીટીને અમુક મુદત માટે બંધ કરવામાં આવી હોય તેના મ્યુનિસીપલ કમીસનરની નેમણુંક નામદાર સરકાર તરફથી કરવામાં આવે તે વાજબી નથી એવી મતલબનો ઠરાવ રજુ કર્યો હતો. ઓનરેબલ મી૦ પરાંજપેએ પોતાના ઠરાવના ટેકામાં બોલતાં મ્યુનીસીપાલેટીને લગતા કાયદાની તવારીખ આપી હતી અને જણાવ્યું હતું કે જ્યારે ધારા સભામાં આ ખરડો લાવવામાં આવ્યો હતો ત્યારે બીજા કેટલાકોની સાથે હું પણ તેની વીરૂદ્ધ પડ્યો હતો. પણ મર ફીરોઝશાહ મેહેતા જેવા અમારા વડાઓ કે જેઓ એમ માનતા હતા કે ઓછામાં ઓછી એક કારોબારી વડાની જરૂર છે, તેઓને અમો ખાતરી કરી આપી શક્યા હતા નહીં. મરહુમ સર ફીરોઝશાહ મેહેતાએ મુંબઈનો દાખલો આપ્યો હતો કે જ્યાં એક મ્યુનિસીપલ કમીશ્નર હતો. પણ મી૦ પરાંજપેએ જણાવ્યું હતું કે મુંબઈ તો એક અપવાદ સમાન છે. આગળ ચાલતાં તેમણે એક મ્યુનિસીપલ કમીશ્નર અને એક "ચીફ ઓફીસર" વચ્ચેનો તફાવત સમજાવતાં જણાવ્યું હતું કે મ્યુનિસીપલ કમીશ્નરને બહારથી મોકલી આપવામાં આવે છે જ્યારે "ચીફ ઓફીસર" તેઓનો નોકર છે.

ઓનરેબલ મી૦ વીઠ્ઠલભાઈ જે. પટેલે ઉપલા ઠરાવને ટેકો આપ્યો હતો અને લગભગ બાર મીનીટ સુધી તેના ટેકામાં વીવેચન કર્યું હતું, જે વેળા પ્રમુખે તેમનું ધ્યાન ખેંચ્યું હતું કે ઠરાવના ટેકા માટે ફક્ત પાંચ મીનીટ સુધીજ વીવેચન કરવાની હદ ઠરાવવામાં આવી છે માટે તેમણે બીજી એક મીનીટમાં પોતાનું વીવેચન પુરૂં કરવું. આ ઉપરથી મી૦ પટેલ તુરતજ બેસી ગયા હતા.

ઉપલો ઠરાવને મી૦ રાજારામ તુકારામે ટેકો આપ્યા બાદ તે પસાર થયો હતો. તે પછી કેટલાક ઓછી અગતના ઠરાવો પસાર કરવામાં આવ્યા બાદ મી૦ પાટણકરે આવતી કોન્ફરન્સ નાશક ખાતે ભરવાનો ઠરાવ રજુ કર્યો હતો જે પસાર થયો હતો.

કોન્ફરન્સનું કામકાજ ખતમ થતાં રાવબહાદુર રમણભાઈ એમ૦ નીલકંઠે પ્રમુખનો ઉપકાર માનવાની દરખાસ્ત કરી હતી. પ્રમુખ ઓનરેબલ મી૦ ઝીનાહ વતી જવાબ આપતાં જણાવ્યું કે મારી ઉપર એટલી બધી અસર થઇ છે કે તે જાહેર કરવા માટે મને

પુરતા શબ્દો મળતા નથી. અમદાવાદે બે રાજદ્વારી પક્ષોને એકત્ર કર્યા છે અને તેઓ વચ્ચેનો મત ભેદ દુર થયો છે. તેમણે આશા દેખાડી હતી કે તેઓ વચ્ચે ખરી સમજુતીનો મજબુત પાયો બંધાય. છેવટે તેમણે પોતાને આપવામાં આવેલાં ભારે માન તથા આવકાર માટે સરવેનો ફરીથી આભાર માન્યો હતો અને જણાવ્યું હતું કે હું અમદાવાદને કદી ભુલી શકીશ નહીં.

એ પછી કોન્ફરન્સ વીસરજન થઇ હતી.

---

# મુંબઈની પ્રાંતીક સંસાર સુધારા પરીષદ.

મુંબઇ પ્રાંતીક સંસાર સુધારા કોનફરન્સની બેઠક આજે સાંજના સાત વાગે પ્રાંતીક કોનફરન્સના શામીઆનામાં મળી હતી જે વેળા ઓનરેબલ મી૦ આર૦ પી૦ પરાંજપે પ્રમુખસ્થાને બીરાજ્યા હતા. આ કોન્ફરન્સમાં ડેલીગેટો ઉપરાંત બીજાઓએ પણ મોટી સંખ્યામાં હાજરી આપી હતી. સ્વાગત કમીટીના પ્રમુખ રાવબહાદુર રમણભાઈ મહીપતરામે ડેલીગેટોને આવકાર આપનારૂં ભાષણ કર્યું હતું, જે દરમીઆન તેમણે જણાવ્યું કે સંસાર સુધારક હીલચાલને વીરૂધતાની સામે થવું પડ્યું છે, પણ આપણને જાણીને સંતોષ ઉપજે છે કે આપણે તેનો વાવટો ઉડતો રાખ્યો છે. અમે કોઈ અસાધારણ ફતેહ મેળવવાનો દાવો કરતા નથી પણ આપણે એટલું દેખાડી શકીશું કે આગળ વધતા વીચારોની સામાન્ય કુચમાં અમદાવાદ પછાત રહ્યું નથી. સ્ત્રી કેળવણીમા અમે અમારો યોગ્ય ફાળો આપ્યો છે. વળી લગનની ઉમ્મર વધારવામાં, પરદેશગમનને ઉત્તેજન આપવામાં, વીધવાઓના પુનર્લગ્ન ઉપરના અંકુશો દુર કરવામાં, મીનાહારનું કામ આગળ વધારવામાં, નાચો બંધ કરવામાં, તેમજ ચોક્કસ ક્રીયાઓ પાછળના ખરચો ઘટાડવામાં તથા સ્ત્રીઓના દરજ્જાનો સ્વીકાર કરવામાં અમે અમારો હીસ્સો આપ્યો છે. સુધારાની હીલચાલની સામે અગાઉ જે મોટો વીરોધ જોવામા આવતો હતો તે એકદમ ઓછો થઇ ગયો છે અને જુના વીચારવાળાઓને અમારી ઉપર ફાવી જવાનું કામ અગાઉના જેટલું સેહેલું થઇ પડતું નથી.

એ પછી ઓન૦ મી૦ પરાંજપેને રીતસર કોન્ફરન્સના પ્રમુખ તરીકે ચુંટી કહાડવામાં આવ્યા હતા અને તેમણે પોતાનું ભાષણ નીચે મુજબ આપ્યુ હતુ.—

## ઓ૦ મી૦ પ્રાંજપેનું ભાષણ.

ડેલીગેટ બંધુઓ, બાનુઓ અને ગૃહસ્થો, આ અગત્યની પરીષદના પ્રમુખ તરીકે તમોએ મને નિમી જે માન આપ્યું છે તે માટે હું તમારો અતીશય આભારી છું. અરધી સદી કરતાં વધુ મુદત ઉપરના સંસાર સુધારાના હીમાયતીઓના દીવસો પછી સંસારસુધારાની બાબત ઉપર હાલમાં પ્રજામત ઘણું ફેરવાયું છે, તોપણ હજી ઘણા લોકો એવા છે કે જેઓ હજી એમ ધારે છે કે, સંસારસુધારાએ પાછળ પડતી જગા લેવી જોઇએ કેમકે તે આપણી વચ્ચે તકરારો ઉભી કરે છે. વળી તેઓ એમ ધારે છે કે રાજદ્વારી અને ઉદ્યોગ હુનરને લગતા સુધારામાં આગળ વધવુ ઉત્તમ છે કેમકે તેના સંબંધમાં સઘળા વીચારવંત હીંદીઓ અમુક દરજ્જે એકમત છે. સંસારસુધારાને કે રાજદ્વારી સુધારાને પ્રથમ જગા અપાવાની તકરાર એકવાર ઘણી તીક્ષ્ણ થઈ પડી હતી અને હજી સુધી ઘણા લોકોને વળગે છે ત્યાં સુધી તે સવાલનો ફેંસલો છેવટનો થયો નથી.

બગબર વીચાર કરતા માલમ પડશે કે સંસારસુધારાને રાજદ્વારી અને ઉદ્યોગ હુનરને લગતા સુધારાની વીરૂદ્ધનો ગણવો જોઇએ એ એક ભુલ છે. આ પરીષદમાં ચરચાવાની બાબતોના કાર્યક્રમ ઉપર એક નજર નાંખતાં માલમ પડશે, કે સંસારસુધારાનો વીસ્તાર હીંદમાં પણ વીશાળ થતો જાય છે. પશ્ચીમના દેશોમાં સંસારસુધારામાં વીધવાવીવાહનો સવાલ સમાઇ જતો નથી. કેમકે તેની સામે વીરૂદ્ધતા જેવું કોઈ ત્યાં છેજ નહીં. ઇંગલંડ સંસારસુધારકોને કામદાર વર્ગોને માટે મકાનો પુરાં પાડવાં, આઠ કલાકનો દીવસ, કારખાનાઓમાં કામ કરતાં બાળકો, કેળવણી, કામદારોનો વીમો, જઇફીનું પેનશન વગેરે સવાલો

સાથે કામ લેવાનું હોય છે. આપણને તદ્દન જુદાજ મવાલો સાથે કામ લેવાનું છે, તેનું કારણ એમ કાંઇ નથી કે ઉપલા સવાલો આપણી વચ્ચે હસ્તી નથી ધરાવતા પણ આપણને એમ લાગે છે કે, બીજા સવાલો છે ને જે સવાલો હાથ ધર્યા છે તેનો પ્રથમ કડચો કર્યા પછી તે હાથ ધરવા. મારી ખાત્રી છે કે, તમો સ્હેલથી જોગો કે, પ્રજાકીય ખીલવણીનો માર્ગ જે ઉપર બીજી પ્રજાઓ અત્યાર આગમજ ઘણા માઇલો સુધી વધી ગઈ છે તેજ માર્ગ ઉપરના પહેલા થોડાક ફર્લાંગો તરફ આપણે જઇએ છીએ. મંસારસુધારકને ખરેખરા જે મવાલો હાથ ધરવાના છે તે વખતોવખત એકસરખા રહેતા નથી તેમાં ફેરફાર થયા કરે છે. શરૂઆતના દીવસોમાં કેળવણીના પ્રચાર વડે, વિધવાવિવાહ સામેનો અંકુશ કહાડી નાખીને, બાળલગ્નની રૂઢી બંધ પાડીને, પડદાની રૂઢી કાઢી એવાજ બીજા સુધારાઓ વડે સ્ત્રીઓને આગળ વધારવાના સંબંધમાં ભાર મેલવામાં આવતો હતો. આ દીશામાં કામ પુરૂં થયું છે એમ કહી નહિ શકાશે. પરમેશ્વર જાણે છે કે, વહેવારૂ સવાલની માત્ર કીનારીનેજ હજી તો હાથ લગાડવામાં આવ્યો છે અને હજી તો ઘણું કામ કરવાનું છે. પ્રજાના જથાની હજી ખાત્રી કરવાની છે. એક વખત ઘણો જલ્દી આવશે કે જ્યારે આ પરિષદને સ્ત્રીઓને લગતા બીજા સવાલો હાથ ધરવા પડશે. તેઓ આહિંના કેટલાક દ્દષ્ટિમર્યાદા ઉપર ઝાંખા જણાવા માંડે છે. સ્ત્રીઓના મંબંધમાં તેઓ કારખાનાઓમાં બજાવતી નોકરીનો સવાલ. સ્ત્રીઓને લાગે વળગે છે ત્યાં સુધી મીલકતના વારસાને લગતા કાયદા, જુદા જુદા ધંધાઓ સ્ત્રીઓ માટે ખુલ્લા મેલવા, આપણે જે રાજદ્વારી હક્કો ધરાવીયે છીએ અથવા ભવિષ્યમાં મેળવીયે તેમાં સ્ત્રીઓને પણ હીસ્સો આપવો, પુરૂષોએ એકજ બૈરી કરવાની ફરજ પાડવામાં સ્ત્રીઓનો હક, સ્ત્રી અને પુરૂષો માટે તલાકનો સવાલ વગેરે સવાલોના સંબંધમાં આપણા માહિંના કેટલાક એમ ધારે છે કે, આના જેવા પરિષદ વિચારવાજોગ છે. કોઈ પણ રીતે આ સવાલો આવી પરિષદો સન્મુખ વીસ વર્ષ પછી આવશે.

આપણા ધર્મો બન્ને હિંદુ અને મુસલમાન સખાવતને એક શહેરીની અગત્યની ફરજ તરીકે ગણાવે છે. પણ એ ફરજ હાલમાં ગમે તેમ દાન આપી હલકી પંક્તિએ પાડી છે. તે બાદ આવી સખાવતથી થતા ગેરફાયદાની સમજ આપીને પોતાનો વિષય પુરો કર્યો હતો.

બાદ કોન્ફરન્સ આવતી કાલે મળી હતી જેમાં કેટલાંક ઠરાવ કર્યા હતા.

---

## अवलोकन.

એકંદર રીતે કોન્ફરન્સનું કામ સારી રીતે બજાવવામાં આવ્યું હતું તેમાં અત્રેના વકીલ મંડળે અને સદ્દગૃહસ્થોએ સારો ભાગ લઇ ઉત્સાહથી કામ કર્યું હતું. છતાં તે સર્વમાં રાજેથી વકીલ કૃષ્ણલાલ નરશીલાલ [illegible]ભાઈ, મી. જીવણલાલ મજરાય, શ્રીયુત શીવાભાઇ મોતીભાઈ, મી. ભાસ્કરરાવ, મી. [illegible]સીદાસ, મી. પરસોતમદાસ ગોરડીયા, મી. પરસોતમદાસ ગજ્જર, મી. તુલસીદાસ, મી. [illegible]ગીદાસ, મી. ભાઇલાલ નંદલાલ, મી. કુલશંકર, મી. નથુભાઇ, મી. માવશંકર વિગેરે સદ્દગૃહસ્થોએ ઘણીજ મહેનત કરી હતી, અને પોતાનાં કામકાજ પડતાં મુકી રાત દિવસ કામ કરતા હતા. ખરેખર આ કોન્ફરન્સ ફતેહમંદ નીવડી તેમાં આપણને પ્રમુખ [illegible] મી. ઝીણા અને સ્વાગત મંડળના પ્રમુખ શેઠ શ્રી મંગળદાસ એ બન્ને બાહોશ [illegible]રામ ગુદાર તે જેમ કારણભૂત છે તેવીજ રીતે કોન્ફરન્સ ભરાતા પહેલાં ત્રણચાર મા[illegible]વો પર[illegible]થી કામ કરનાર ઉપર જણાવેલા આગેવાન વકીલ મંડળને પણ ધન્યવા[illegible] કારણકે તેઓ જે ઉત્સાહથી રાતદિવસ પોતાને ઘેર પણ કામ ન કરી શ[illegible] છતાં પણ અહીં વધુ મહેનત અને ઉત્સાહથી કામ કર્યું છે. અને તેથી ખ[illegible] તો વધુ કોન્ફરન્સ વધુ ફતેહમંદ નિવડવામાં તેઓને જેટલો ધન્યવાદ આપીએ તેટલો ઓછો છે.

# હવે કેમીકલ વર્કસમાં બનતી દવાઓના અભિપ્રાયો.

**ગાલીથી** "મી એ વી હાઇમજાસ્થી" લખે છે કે, જીવન ખાવાથી આરામ થાય છે.

**ચીમઠાથા અબ્બાસઅલી ઇબ્રાહીમ**—ધનવાન નામનું પુસ્તક મળ્યુ તેમાંના વિષય ઘણા સારા છે, તેથી દરેક માણસને લાભ અને ઉન્નતિ થયા સિવાય રહેશે નહિ

**મુ વિવરા-ખાનદેશથી**—ગોસ્વામી શ્રીયુત કાસીગીર ગુરૂ રેવાગીર લખે છે કે,-આપના તરફથી મે ઘણી વખત દવાઓ સામગ્રી મગાવેલી હતી તે વાપરી જોતા અને ખાત્રી કરતા તે ઘણીજ ચમત્કારી જણાઈ છે જેથી હવે બીજી રૂ ૧૪ ની દવાઓ આ સાથેના લીસ્ટ પ્રમાણે વળતી પોસ્ટે મોકલશો

**ભ ડારીયાથી**—ગવરીશંકર નીમોવન લખે છે કે-આપની પ્રમેહ પીલ્સની ગોળીઓ ખાવાથી મને ફાયદો થયો છે, અને પ્રમેહની જરા પણ અસર રહી નથી તેથી હું આપને ખરા અંતઃકરણથી આશીર્વાદ આપુ છુ

**પાંડુચેરીથી હકીમ મહમદ સુલતાન હકીમ**—લખે છે કે (તાર) જીવન તથા બીજી દવાઓ મેળી તે વાપરતાં ઘણો ગુણ જણાય છે માટે આજેજ જીવનના ૨૫ ડબા તી પી કરી મોકલી આપો

**વેરાવળથી મેમણ હમીમ ઉસમાન** લખે છે કે,—રેલ્વે ગાર્ડ મે રેમાનશાહે તમારી દવા ઘણી અકસીર છે તેની ભલામણ કરી છે માટે સુંદરી સાથી ૩ બાટલી તુરત મોકલો.

**જુનાગઢ રેલ્વેગાર્ડ-રહેમાનશાહ**—સુંદરીસાથીથી સારો ફાયદો છે માટે બીજી ૩ બાટલી ફરી મોકલો

**મુંબાઈ ગીરગામ વસંત રઘુનાથ ગાંધી**—સુંદરી સાથીથી આરામ છે માટે બીજી ૩ મોકલો

**નાશકરોડથી ડુંગરશી દેવચંદ**—શ્વાસ-દમ નિવારણ ગોળીઓ જેની ડી ૩ ૩ છે તે દવા અત ઉત્તમ વનસ્પતિની બનાવેલી રામબાણ ગુણકારી છે તેણે ઘણોજ ફાયદો કર્યો છે

**મુંબાઇ-પા ડાહ્યાભાઇ મુનદાસ**—તમારી દવાથી ઘણો ગુણ છે તમારા લેપની દવા ઘણીજ અકસીર નીવડી છે

**ધ્રાંગધ્રાથી મોતીલાલ છગનલાલ**—દતમંજનથી સારો ફાયદો છે

**કેસારથી દુર્લભરામ દેવજી**—સુંદરીસાથી વાપરવાથી ઘણોજ સારો ફાયદો છે

**અમદાવાદથી વકીલ**—મી બાપાલાલ નથુભાઇ દેશાઈ બી એ એલ. એલ બી લખે છે કે, અમૃતજીવન કોલેરા ઉપર સારી અસર કરે છે અને ગર્ભવતી સ્ત્રીઓને કોલેરામાં આપી શકાય છે તેની ખાત્રી કરી છે

**રહીમતુલા વલીમહમદ મુંબઇથી**—લખે છે કે, તમારી પ્રથમ મોકલેલી દવાથી સારો ફાયદો થઇ ગયો છે માટે બીજી ૩ બાટલી અમૃતજીવન ઝટ મોકલો

**નાહારપાલીથી મી અબાલાલ કેશરીસીંહ**—લખે છે કે પ્રથમ મોકલેલી સુંદરી સાથીથી ઘણોજ સારો ફાયદો થયો છે બીજી ૬ બાટલી સુંદરીસાથીની તુરત વી પી થી મોકલો હું તમારો જુનો ઘરાક છુ

**મહુવાથી ડાહ્યાલાલ જમનાદાસ**—લખે છે કે પ્રથમ મોકલેલી સુંદરીસાથીની દવાથી સારો ફાયદો થયો છે માટે બીજી ૩ બાટલી વી પી મોકલો

**ખભાત**—ઓવરસીયર એલ જી માનેક લખે છે કે, સુંદરીસાથીની દવાનો મીઠાભાઈ તાનાભાઇ મારફત ઉપયોગમાં લેતા સારી નીવડેલી છે માટે હાલ બીજી ૩ બાટલી તુરત મોકલો

**રાજવાડીયાથી**—સાધુ હરીદાસ ધર્મદાસ—તમારી દવાથી ઘણોજ ફાયદો થાય છે માટે આ સાથેના લીસ્ટ પ્રમાણે રૂ ૨૧) ની દવાઓ વી પી થી મોકલો

**કતારગામથી ઉમેદરામ જયરામ** લખે છે કે—સુંદરીસાથીથી આરામ છે માટે બીજી ૩ મોકલો

પુસ્તક ૪ થું. અંક ૧૦. મો

# ભાગ્યોદય.

रागद्वेषवियुक्तैस्तु विषयानिन्द्रियैश्चरन् ।
आत्मवश्यैर्विधेयात्मा प्रसादमधिगच्छति ॥ ६४ ॥

રાગદ્વેષથી રહિત અને આત્માને આધીન એવો પુરૂષ, મનને વશ કરીને ઇંદ્રિયોવડે વિષયોમાં રમતો છતાં પણ શાન્તિને પામે છે. ૬૪ (ભ–ગી)

## વિષયાનુક્રમણિકા.



અધિપતિ અને પ્રકાશક,

**જેઠાલાલ દેવશંકર દવે.**

ભાગ્યોદય ઑફીસ–અમદાવાદ.

વાર્ષિક લવાજમ રૂ. ૨. હિંદુસ્તાન બહાર શી. ૪.

# લાભદાયક અને ઉપયોગી સૂચના.

આજકાલ હજારો વૈદ્યો અને ડાક્ટરો થયા છે. જેમ વૈદ્યોની સંખ્યા વધી છે તેમ રોગીઓની પણ સંખ્યા વધી છે ઘણા માણસો અમે તો અમુક પ્રસિદ્ધ વૈદ્યરાજના શિષ્ય છીએ, અમે જડીબુટીઓ મેળવી છે, વિગેરે ડીંડવાણું, કરી જાહેર પત્રોમાં જાહેર ખબરો આપી પોતાની દવા વેચવા પ્રયત્ન કરી રહ્યા છે. આવા સમયે દર્દીએ ક્યાંથી દવા લેવી તેની તેને ઘણીજ ગુંચવણ પડે છે. ઘડીમાં આ ડાકટરની દવા પીધી, ન મટયું તો વળી આ વૈદ્યની પડીકીઓ કે માત્રા ખાધી, ન મટયું કે વળી ન્યુસપેપર વાંચી દવા મગાવી, વળી ન મટે તો માથે હાથ દઇ નિસાસો નાખે છે. આમ કરવાથી તેમજ અણઘડ અને પૈસાના લોભી વૈદ્યોની દવા ખાધાથી રોગ ન મટતાં શરીર ખલાસ થઇ જાય છે. અને એવા વખતે શું કરવું તેની તેને કાંઇ પણ સમજણ પડતી નથી.

આવા દરેક દર્દીને અમારી ભલામણ છે કે તેણે દવા વિના ચલાવવું પણ કોઇપણ અજાણ્યા કે અણઘડ વૈદ્યની મોટી મોટી જાહેર ખબરો કે ડંફાસોથી ફસાવું નહિ. દવા વિના મટે ત્યાં સુધી દવા ખાવી નહી, અને જો પૂર્ણ ખાત્રી પડે તોજ વૈદ્યની કે ડોક્ટરની દવા લેવી.

આ સંબંધમાં અમને ખરેખર આવા રોગીઓ ઉપર દયા ઉત્પન્ન થયા સિવાય રહેતીજ નથી, અને તેમની લાગણી અમને ઘણીજ થતી હોવાથી અમારા તરફથી હવે **કેમીકલ અને ફાર્માસ્યુટીકલ વર્કસ** નામનું શાસ્ત્રોક્ત ઔષધીયો બનાવવાનું કારખાનું કાઢયું છે. તેમાં હમેશા વિદ્વાન વૈદ્યો ડૉક્ટરો અને ખાસ અમારી જાતિ દેખરેખ નિચે શુદ્ધ તાજી વનસ્પતિની દવાઓ શાસ્ત્રોક્ત રીતે બનાવવામાં આવે છે, અને દરેક દર્દીને પૂર્ણ સંતોષ આપવામાં આવે છે. અમારી કોઇ પણ દવામાં નુકશાન કર્તા ચીજ પડતી નહીં હોવાથી તે દર્દીને કોઇપણ રીતે નુકશાન કરતી નથી.

તોપણ બનતા સુધી વગર દવાએ રોગ મટે ત્યાં સુધી દવાના રગડા પીવાં નહીં એ અમારી ખાસ સલાહ છે. તેમજ તેવા, અનુભવી ધરગથુ નુસખાનું દરેકને જ્ઞાન થાય, તથા આચાર ને વિચાર સુધરે તે માટે ભાગ્યોદય નામનું માસીક કાઢી જેમ બને તેમ લોકોનાં દુઃખ ઓછાં કરવા પ્રયત્ન કરવા માંડયો છે. પૈસા લઇ દવા આપી દર્દી મરે કે જીવે એવું ઘણા વૈદ્યરાજો કરે છે, તેમને અમે ધિક્કારી કાઢીએ છીએ. કોઇ પણ વખતે કોઇ પણ માણસ જો પોતાના રોગની સંપૂર્ણ હકીકત અમને લખી મોકલશે, તો અમે તેને તે રોગ મટે તેની સૂચના અને સલાહ વગઃ પૈસે લખી જણાવીશું પછી તેની મરજીમાં આવે તો દવા કરે કે, ન કરે તે જુદી વાત છે.

યાદ રાખજો કે તમારી સર્વ સાહેબી, સત્તા, વૈભવો, ધન, સ્ત્રી વગેરેનો તમે તમારૂં શરીર આરોગ્ય હશે તોજ તેનો લાભ અને ખરા સુખનો અનુભવ લઇ શકશો માટે શરીર નિરામય આરોગ્ય, અને બળ તથા સ્ફૂર્તિવાળું રહે, બ્રહ્મચર્ય રક્ષાઇ રહે તેને માટે કાળજી રાખજો. આજકાલ અમારી ફારમસીનો આજે દર વરસે હજારો માણસો લાભ લઇ રહ્યા છે તેજ તેની ઉપયોગીતા છે અમારાથી બનશે તેટલું અમે અમારા નિયમ પ્રમાણે સર્વ કોઇ દુઃખી કે દર્દીનું ભલુંજ કરીશુ એવો અમારો નિશ્ચય છે. પત્ર વ્યવહાર નિચેને શિરનામે કરવો.

અમારૂં નામ નોંધી રાખજો. કોઇ પણ વખતે તમને રોગ ન મટે, અમુંઝણ થાય કે તરત અમને લખી જણાવશો તો તેની સલાહ લખી મોકલીશું.

અમારા કારખાનામાં બનતી દવાઓનો લાભ આજે આખા હીંદુસ્તાન ઉપરાંત, સીલોન, અફગાનીસ્તાન, બલુચિસ્તાન, ચીન, એડન, આફ્રિકા ઉપરાંત દુરના દેશોમાં હજારો માણસો લઇ રહ્યા છે, તો કાંઇ પણ કલ્પના કરી નોંધ તેનો વધુ ફેલાવો. ... તેની સત્યતા અને પ્રમાણિકપણાની ખાત્રી કરવાની આથી બીજી કઇ ખાત્રી ... તેમના કાગળો અમારા ... આવે છે જો સર્વ કોઇને ઓફીસમાં આવી જોવાની છુટ છે, તેમાંના ઘણાજ થોડા ... ઉપર થી ખાત્રી કરજો. નાહક ગમે ત્યાંથી દવા મંગાવી પૈસા ... વિચાર કરજો. અમે પૈસા બચાવી રોગને મટાડવા ઇચ્છતા હોતો અમને લખો ... મોરબી,

કાં ગભરાયા? ગભરાશો નહિ. આ તો આયનો નથી, પણ સાયન્સનું પુસ્તક છે. ડ

શું તમારે ભૂત ભવિષ્ય અને વર્તમાન કાળની વાત જાણવી છે! શું તમારે તમારા નસીબમાં શું લખ્યું છે તે જાણવું છે? શું તમારે ભવિષ્યમાં આવી પડનાર સુખ કે દુઃખ ક્યારે મળશે તે જાણવું છે! શું તમારે રૂ, ચાંદી, અનાજ વીગેરેના ભાવ તાલ ક્યારે ચઢશે કે ઉતરશે તે જાણવું છે? શું તમારે તમારા ધંધામાં લાભ થશે કે હાનિ તે જાણવું છે!
જો જાણવુંજ હોય તો આજેજ એક પત્ર લખો—

# ભવિષ્યવેત્તા

## યાને ભવિષ્ય જાણવાની વિદ્યા.

આ નામનું પુસ્તક મંગાવો. જે પુસ્તક ઉપરથી દરેક માણસ ગમે તો થોડું ભણેલો હશે તોપણ, ભવિષ્યમાં શું બનશે તે જોઇ અને જાણી શકશે. તમે તમારૂંજ ભવિષ્યનું સુખ દુઃખ જાણી શકશો. ધંધામાં શું લાભ થશે? સુખ ક્યારે મળશે? હવે પછી કેવા દિવસોમાં દહાડા જશે તે વિગેરે અનેક વાતો તમે તમારી પોતાની તેમજ પારકાની પણ જોઇ અને જાણી શકશો. જન્મોતરી, વર્ષફળ ઘેર બનાવી શકશો અને જોઇ શકશો, વારંવાર જોશીને ત્યાં ધક્કા ખાવા નહિ પડે.' તેમ તમે જોશો તે ખાત્રીથી જોશો. તેમાં હાલના હીંદના સાયન્સ ઉપરાંત જૈન, મુસલમાની અને અંગ્રેજી ભવિષ્ય જાણવાના સાયન્સનો સમાવેશ છે. કીમત માત્ર રૂ. ૩ પો. ૦–૪–૦

## વૈદ યાને વૈદક ભાગ ૧ લો અને ૨ જો.

આ પુસ્તકમાં તમામ રોગ મટે એવાં ઔષધો અને વનસ્પતિશાસ્ત્ર આપવામાં આવ્યાં છે. આ ઔષધો અકસીર વનસ્પતીમાંથી તે શી રીતે બનાવવાં, તથા કઇ દવા ક્યા ક્યા રોગ મટાડે છે તે, તથા દવા કઇ કઇ વનસ્પતીની કેવી રીતે બનાવવી તે, તથા દરેક ધાતુ તથા વિષનું શોધન કરી ભસ્મો બનાવવાની રીત, તથા તેની બનતી માત્રાઓ, અવલેહો, ધુનો, તૈલો, તથા આસવો વગેરે બનાવવાના પ્રયોગો દરેક માણસ સમજી શકે તે પ્રમાણે ગુજરાતી ભાષામાં ચરક, સુશ્રુત, વાગભટ, સારંગધર, ભાવપ્રકાશ અને નિઘંટ જેવા મહાન ગ્રંથોમાંથી લખવામાં આવ્યું છે. આ પુસ્તક રૂ. ૫) ના વૈદક. ના વૈદક પુસ્તકની બરોબરી કરી શકે છે. પુસ્તકની કિંમત દરેક ભાગની માત્ર રૂા.૦–૧૨–૦ પો. રૂ ૦–૩–૦ બંને ભાગ સાથે ખરીદનાર પાસેથી રૂા ૧–૪–૦ પો. ૦–૪–૦ પડશે.

## પરસીયન નાઇટસ.

ગૃહસ્થો, આપે અરેબીયન નાઇટસ તો વાંચીજ હશે. અરેબીયનનાઇટસ જેવીજ રસીક અને બોધક વાર્તાઓ આ પુસ્તકમાં છે. મજીજ મનોરંજક વાર્તાઓનો આ પુસ્તકમાં સમાવેશ કર્યો છે. જેના હીંદી, બંગાળી, અંગ્રેજી વિગેરે ઘણી ભાષામાં ભાષાંતરો થઇ ચુક્યાં છે. એકવાર હાથમાં લીધા પછી વાંચ્યા સિવાય છુટકોજ થતો નથી. પાકું પુઠું, જાડા ગ્લેઝ કાગળો. કીંમત માત્ર રૂ. ૧–૦–૦ પો ૦–૨–૦ રાખી છે.

## વિનોદચંદ્ર.

એક અતિ રસમય અને બોધક વાર્તા. આ પુસ્તકમાં સત્યનો જય અને અસત્ય, પ્રપંચ, વ્યભિચારાદિ દુર્ગુણોનો એવો ચિતાર આપવામાં આવ્યા છે કે ખરેખર વાંચનાર મનુષ્ય ગમે તેવો દુર્ગુણી હશે તોપણ તેને સદ્‌ગુણી થયા સિવાય છુટકોજ નથી. એકવાર પુસ્તક હાથમાં લીધા પછી ફરી તેને પુરૂ વાંચ્યા સિવાય મુકવુંજ ગમે તેમ નથી. એકવાર વાંચ્યા પછી વારંવાર વાંચવાનું મન થઇ આવશે. કી. રૂ. ૧–૦–૦. પો. ૦–૨–૦.

ગુન્હો કરતાં બચવું, શિક્ષામાંથી મુકત થવું, અને કાયદેસર વરતવું એ માણુસ માત્રની ફરજ છે આપણી સરકાર પ્રત્યે શું શું ફરજ અને જવાબદારીઓ છે, સરકારી અમલદારો આપણી સાથે કેવી રીતે વર્તી શકે, અરસપરસ માગતા લેણાની કે ટંટા ફીસાદની ફોજદારી ગુન્હાઓના સંબંધમાં માણુસે શી રીતે વર્તવું, શું કરવું વિગેરે માટે કાયદાનું જ્ઞાન મેળવવું એ માણુસ માત્રની ફરજ છે.

# કાયદાનો શિક્ષક

યાને

## મુલકી, ફોજદારી અને દીવાની કાયદાઓનું જુથ.

### બીજી આવૃતિ નવા-સુધારા વધારા સાથે થોડાજ વખતમાં બહાર પડશે.

જેની પેની આવૃત્તિ ઘણુજ ટુંક વખતમાં ખપી ગઈ એજ તેની લોકપ્રિયતા છે.

આ પુસ્તક દરેક ઘરમાં રાખવાની જરૂર છે. કાયદો જાણનારજ ગુન્હાથી બચી શકે છે. અને ગુન્હાથી બચનારજ નિર્ભય રીતે સુખે રહી શકે છે. કોઇપણ ગુન્હો કરી અને કહેવું કે કાયદો જાણતો નહોતો, તો તેથી શિક્ષામાંથી બચી જવાતું નથી. તેમજ કાયદો જાણવો અને તે પ્રમાણે વર્તવું એ માણુસ માત્રને માટે સરકારની ફરજ છે. પણ કાયદાઓની કીંમત વધારે હોવાથી તેમજ છુટા છુટા ખરીદવાથી સો બસેં રૂપીઆ ખર્ચ થઇ જાય છે જેથી ઘણાને અજ્ઞાન રહેવું પડતું, પણ અમે, આ પુસ્તક કે જેમાં નીચે પ્રમાણે તમામ ફોજદારી, દીવાની અને મુલકી કાયદા આવી જાય છે તેની કીંમત માત્ર રૂ ૭ જ રાખી છે. વળી તે એટલું બધુ ઉપયોગી થઇ પડયુ છે કે હજારો અમલદાર વર્ગનાં સરટીફીકેટ મળ્યાં છે. જો તે પુસ્તક તમારી પાસે ન હોય તો આજેજ મંગાવજો. તેથી તમને રૂ. ૭ ખર્ચવાથી હજારો રૂપિયાનો ફાયદો થશે. અને કોઇ એકજ વખતે તેનાં નાણાં વળી જશે.

મુંબઇ ગવર્નમેન્ટના માજી ઓરીએન્ટલ ટ્રાન્સલેટર અને કલેકટર સા. મે ખાનબહાદુર સૈયદ સમસુદીન સૈયદમીયાં કાદરી સાહેબ લખે છે કેઃ—

(અંગ્રેજીનું ભાષાંતર) તમારૂં પુસ્તક નામે કાયદાનો શિક્ષક ઘણુંજ ઉપયોગી છે. મને લાગે છે કે તે લોકપ્રિય થઇ પડશે, તેની ગુજરાતી ભાષા પણ સાદી અને સમજાય તેવી સરલ છે, અને તેમાં ઘણા ઉપયોગી કાયદાઓનો સમાવેશ કરેલો છે.

### તેમાં નીચે પ્રમાણે કાયદાઓનો સમાવેશ કર્યો છે.

**ફોજદારી વિષયને લગતા કાયદાઓ**—ક્રીમીનલ પ્રોસીજર કોડ, ઇંડિઅન પીનલ કોડ, ગાંડા માણુસનો એકટ, ફટકાની શિક્ષા બાબતનો એકટ, જુગારનો એકટ, એક્સ્ટ્રાડીશન એકટ, આબકારી એકટ, અફીણનો એકટ, મીઠાનો એકટ, કારીગર અને મજુરોનો એકટ, રેલ્વેનો એકટ, ફેકટરી એકટ, ટેલીગ્રાફનો એકટ, પોસ્ટનો એકટ, ઝેરી જણસોનો એકટ, રાજદ્રોહી સભા અટકાવવાનો એકટ, નાટકના ખેલોનો એકટ, નિધિનિક્ષેપ એકટ, આર્મ્સ એકટ, ઢબા એકટ, વિલેજ પોલીસ એકટ, ડીસ્ટ્રીકટ પોલીસ એકટ, વિગેરે.

**રેવન્યુ (મુલકી) તથા સરવઇના વિષયોને લગતા કાયદાઓ**—લેન્ડ રેવન્યુ કોડ, તે ઉપર થયેલી રૂલ, તાલુકાના નમુના, ગામના નમુના, મામલતદારોની કોર્ટોનો એકટ, સર્કલ ઇન્સપેકટરની રૂલ, માપણીની સમજુતી, ઓરીજીનલ સરવેની રૂલો વિગેરે.

**દિવાની વિષયોને લગતા કાયદાઓ**—સીવીલ પ્રોસીજર કોડ (નવો) વારસાનો એકટ, વાલી નીમવાનો એકટ, કોર્ટ ઓફ વોર્ડસ એકટ, દક્ષિણ રીલીફ એગ્રીકલચર એકટ, હિંદુ પુનર્લગ્નનો એકટ, ગાંડા માણુસની મિલકતનો એકટ, પારસીઓના લગ્ન તથા તલાક બાબતનો અને વારસા બાબતનો એકટ, કોર્ટ ફી એકટ, પુરાવાનો એકટ, કોરટમાં સમ ખાવાનો એકટ, કરારનો એકટ, રજીસ્ટ્રેશન એકટ, વહેંચણુ કરવાનો એકટ, ટ્રાન્સફર પ્રોપરટી એકટ, યુરોપીયન વેગનસી એકટ, સીવીલ કોર્ટોનો એકટ, પ્રોબેટ તથા વહીવટ ચલાવવાની

સનંદો આપવાનો એકટ, નાદારીનો એકટ, મુદતનો એકટ, વારસાનો એકટ, હિંદુ સો, વારસોને કરજમાંથી છોડવવા બાબતનો એકટ, મુસલમાની શરેહ સરીનત્તરી વિષે, સરીસના હક બાબત, સ્ટાંમ્પ એકટ વિગેરે.

પરચુરણ વિષયને લગતા કાયદાઓ—તગાવીનો એકટ, લોકલ ફન્ડ એકટ, ઇનકમ ટેક્ષ એકટ, મતાદાર એકટ, તાલુકદારોનો એકટ, બંદરોનો એકટ, વહાણોનો એકટ, નરવાનો એકટ, મ્યુનીસીપાલ એકટ, જમીન લેવાનો એકટ, સુતરાઉ માલ ઉપર જકાત લેવાનો એકટ, જંગલી પક્ષી તથાં શિકારના રક્ષણનો એકટ, હિંદુસ્તાનનો ચલણી નાણાંનો એકટ, હિંદુસ્તાનનો તારીકનો એકટ, જળમાર્ગની કસ્ટમની ડયુટી લેવાનો એકટ, જંગલનો એકટ, વતન એકટ, ઇરીગેશન એકટ, ચિતળા કાઢવાનો એકટ, જનાવર તરફ ઘાતકીપણું અટકાવવાનો એકટ, સેનીટરી એકટ, પ્રેસ તથા વર્તમાનપત્રનો એકટ, હથિયાર તથા યુદ્ધ સામગ્રીનો એકટ, ફટકાની શિક્ષા કરવાનો એકટ (નવો) વિગેરે વિગેરે.

બીજી આવૃત્તિમા આવેલા નવા કાયદાઓ નીચે પ્રમાણે:—

ડીસ્ટ્રીક મેજીસ્ટ્રેટની વિશેષ સત્તા બાબત, રાજકારી કેદીને દેશપાર બાબત, બજારો તથા મેળા બાબત, ભાડાંના વાહન બાબત, મુંબઈમાં શીતળા કઢાવવા બાબત, ટ્રામવેનો એકટ, વેપારના માલ ઉપર છળબાજીથી નિશાનિઓ કરવા બાબત, સ્ટીમ બૉયલર તપાસવા બાબત, મોટર વાહનનો એકટ, વીજળીનો એકટ, ગુન્હેગાર જાતોનો એકટ, રાજદ્રોહી સભા અટકાવવાનો, કારખાંનાનો એકટ, વિમાની મંડળીઓનો એકટ, વીમા કંપનીઓનો એકટ, ઘોડ દોડની સરતોની જપ્યાનો એકટ, વૈદ્યોનો એકટ. કોર્ટોના વિશેષ અધિકારનો એકટ, દેણાની સાબીતીનો એકટ, લશ્કરના કુચ કરવાથી નુકશાન થાય તે બાબત, હિંદુલોકોના વસીયત નામાનો એકટ, વિશેષ ન્યાયનો એકટ, ટ્રસ્ટ એકટ, સુખાધિકાર બાબતનો એકટ, કંપની બાબતનો એકટ, સમરી સેટલમેન્ટ એકટ, તોહાગીરાનનો એકટ, ઇરીગેશન એકટ, તંબાકુનો એકટ, સાર્વજનિક હોડી ઘાટનો એકટ, રસ્તા તથા પુલો ઉપરના વેરાનો એકટ. વીગેરે. પુસ્તકની કીં. રૂ. ૭), પો ૦—૧૦—૦.

આ બીજી આવૃત્તિમાં લગભગ બમણા જેટલો વધારો છે. તથા અત્યાર સુધીના સુધારા વધારા દાખલ કર્યા છે. જેથી કીંમત વધારવી પડે છે.

---

## જીંદગીની સહીસલામતિનો ઉપાય.

આજે વખત એવો છે કે, આરોગ્ય બગડતાં વાર લાગતી નથી. શરીરને ચેપી રોગો લાગુ પડતાં વાર લાગતી નથી, હીંડતા માણસને કોલેરા થઇ ઘડી પછી હતો નહતો થઇ જાય છે. ઘણાને મુસાફરીમાં પાણી લાગે છે. બહારગામ જવામાં ઘણી વખત તાવ, ઉદરસ, સળેખમ, બંધકોશ વિગેરે વ્યાધિઓ માણસના શરીરને ઘેરી લે છે. જેથી તેઓ તે વ્યાધિઓ ન થાય, અને કદાચ થાય તો તેમાંથી પોતાની મેળે બચી શકાય તેના ઉપાયો કરવાની, અને તેવા ઉપાયો હંમેશ માટે ખીસ્સામાં રાખવાની જરૂર છે.

ઘણી વખતે નજીવી બાબતની બેદરકારી રાખવાથી રોગ વધી જઇ યોગ્ય દવાના અભાવે અસાધ્ય થઇ દરદી મરણને શરણ થાય છે. માટે દરેક કુટુંબમાં એક એવી વસ્તુ રહેવી જોઇએ કે તે દરેક રોગને પોતે પોતાની મેળેજ વગર તકલીફે દબાવી શકે. આવી ઘણા તરફથી જુદા જુદા રોગોની પેટીઓ નીકળી છે. પણ તે કીમતમાં ભારે અને વજનમાં સાથે ફેરવી ન શકાય તેવી હોવાથી તેમ વખતે કારણ જાણ્યા સિવાય ઉપચાર કરવાથી ફાયદો થઇ શકતો નથી. જેથી સર્વની સુલભતા સચવાય અને હીંડતાં ચાલતાં, મુસાફરીમાં કે ગમે તે વખતે માત્ર ખીસ્સામાંજ રહી શકે તેમજ દરેક રોગ મટી શકે તેવી ઘણા વર્ષની મહેનત, શોધ અને ઘણા પૈસાની બરબાદી બાદ—

# અમૃત જીવન (રજીસ્ટર્ડ)

નામની અમૃતમય દવા શોધી કહાડી છે. તેનો લાભ ઘણા વિદ્વાનો, અને તબીબોએ આ જનસમાજેએ ખાત્રી કરી લાભ મેળવેલો હોવાથી દરેક ઘરમાં ઘરગતુ દવા થઇ પડી છે. આ દવા પાસે રાખવાથી કોઈ પણ રોગની બીક રાખવાની જરૂર રહેતી નથી કારણ કે તે શરીરમાં થતા અંદરના અને બહારના રોગોને માટે રામબાણ ઉપાય છે. આ દવા **જો તમારી જીંદગીનો ખપ કરતા હો તો હંમેશ પાસે રાખજો.** તેનાથી, અજીરણ, અતિસાર, હિસ્ટીરીઆ, ઉદરસ, ગરમી, ઉલટી, વા, કમળો, પેટનો દુઃખાવો, બંધકોશ, નબળાઈ, કોલેરા, કૃમીઆ, ખસ, ગુમડાં, ગોળો ચઢવો, ચુંક, તાવ, દમ, દાંતનો દુઃખાવો, દાદર, નપુષકતા, પ્રમેહ, પ્રદર, પાંડુરોગ, બરોળ, પ્લેગ, માથાનો દુઃખાવો, મધુ પ્રમેહ, ક્ષય, રતવા, લકવો, વીર્યવર્ધક, વાળો, સસણી, વરાધ, સંધિવા, ગુવારોગ, હરસ, હેડકી, હાર્ટડીસીઝ, શ્વાસ, હીસ્ટીરીઆ, વછ, દાંત, નાક, કાનના દરદ, સોજા, વીંછી, સાપ, ઉંદર, કરડાયા કુતરાનું ઝેર, કંઠમાળ, દાઝવું, વિગેરે લગભગ તમામ દરદો મટે છે, અને તેથી તેનો લાભ દરેક માણસ લાભ લેતા થયા છે. બાટલી ૧ ની કીંમત રૂ. ૧), ત્રણ બાટલીની કીંમત રૂ. ૨–૪–૦, પો. ૦–૭–૦

આંબલીયારાના—નામદાર ઠાકોર સાહેબ લખે છે કે, અમૃત જીવન ઉપર મને પહેલાં તો ભરોસો નહોતો પણ અજમાયશ કરતાં જુદા જુદા રોગો તે બહુજ ખાત્રીથી મટાડે છે; અને તેથી તે ભરોસાપાત્ર અને ઉપયોગી જણાઈ છે.

અમદાવાદ—વકીલ મી. બાઈલાલ નંદલાલ દેશાઈ બી. એ. એલ. એલ. બી. લખે છે કે, અમૃત જીવન કોલેરા ઉપર સારી અસર કરે છે. ગર્ભીણીની સ્ત્રીને પણ આપી શકાય છે.

આ સિવાય અનેક અભિપ્રાય મળ્યા છે, જે સ્થળ સંકોચથી આપ્યા નથી. દરેક ઘરમાં એકેક બાટલી રાખી મુકવાથી રોગનો ભય રહેતોજ નથી. બા. ૧ ની કીં. રૂ. ૧) ત્રણ બાટલીની કીં. રૂ. ૨—૪—૦

# ભાગ્યોદય.

પુસ્તક ૪ થું.    માહે ડીસેમ્બર સને ૧૯૧૬.    અંક ૧૦ મો.

## स्वदोपना कथनपूर्वक साधकनी आर्द्र हृदये श्री इष्ट प्रार्थना.

( શુણી શિશુની પ્રભુ આજે વાણીરે. એ લય. )

શુણી આર્દ્ર હૃદયની આ વાણીરે, લેજો હૃદયે દયાર્દ્ર! તે જાણીરે,
વિનય વિવેક રહિત પરંતું, સાચાભાવની એ એંધાણીરે,
આપે તો નેત્રો દીધા, પણ તે નેત્રથી આપ,
દેખાતા નથી તો પછી, તેથી ભલો અંધાપ;
નેત્ર 'રૂપ વિષય મોજ માણીરે, જેણે વ્યર્થ કરી છે કમાણીરે,
સુન્દર દીધા કર્ણપુટ, આપે તો ધરી પ્રીત,
શુણ્યા ન પ્રભુ! ગુણ આપના, શુણી નિંદા અવિહિત;
કોઠી પાપની પૂરી ભરાણીરે, કરી જીંદગી આ ધુળધાણીરે;—
હસ્તાદિ અવયવ દીધા, કરૂણા કરી અપાર,
પણ તેનાથી તો કીધા, મે વિપરીત આચાર.
ખરૂં મારે ગળે જોઈ જાણીરે, મૂકયું મૌક્તિકહાર પ્રમાણીરે;—
મનની શક્તિનુ દીધુ, આપે તો બહુદાન,
પણ મેં ગૌને દોહીને, દૂધ પાઈ પાળ્યુ શ્વાન
મેં તો જોઇ લીધુ મારૂં પાણીરે, મુક્તાફળ નથી પણ હું તો ધાણીરે,—
બહારથી આડંબર બહુ, કીધા મેં ગુરુરાય!
આપને પણ મેં ધારીયા મૂરખા ગજવા માંય.
મુજ જાગે મુજ કાયા ફસાણીરે, મુજ પાશે મુજ વૃત્તિ ગુંચાણીરે;—
મારાં કર્મોથી હવે, છુટવા હું ન સમર્થ,
ઉધા મારા યત્ન તો, સર્વે થયા છે વ્યર્થ,
નાથ, સહાય થાઓ જોડી પાણિરે, કહું નાક લીંટી આ તાણીરે;—

( શ્રી. ગ. )

# वास्तव धर्मनी जाग्रति करवा प्रबोध.

( અતરરે અહાહા, એ લય. ).

આ સંસારે જ્યાં ત્યાં, કરો ધર્મની જાગ્રતિ વીર !
નિજ જીવન જે અસ્થિર, તેમાં ધર્મજ છે એક સ્થિરરે. આ૦
દેશ નથી ભલે પુષ્ટ થતો કાંજે દુર્બલ ધર્મ શરીર;
પુષ્ટ રહેતો હતો પૂર્વે પીને, જનનિનું ધર્મક્ષીરરે. આ૦
અંતર્બાહ્યથી શત્રુઓ જકડી લે છે નાંખી જજીર,
કાંજે નથી આપણા ભાથામાં, એકે અક્ષય ધર્મતીરરે આ૦
રસમય ક્યાંથી હોય વ્યવહારો જ્યાં, પ્રજા ધર્મથી નિર્વીર્ય,
રસમય હોયે ક્યાંથી મનો ભૂમી જ્યાં, પામે ન ધર્મનું નીરરે. આ૦
ગૃહ જીવનને સમાજ જીવનમાં પણ ભાસે છે તિમિર,
કાંજે વાસ્તવ ધર્મ પ્રકાશનું, તેજ નથી ત્યાં લગીરરે. આ૦
માતના, તાતના, બાલક આદિના, ધર્મો જે ગંભીર,
સમજાવી ધર્મ પરાયણ કરજો, જીવન અંતર્બહિરરે; આ૦
પાયારૂપે એ છે પ્રથમ તે પર માનવ જીવન મંદિર,
ધર્મોન્નતિ એ તો છે જગમાં, ઉન્નતિ માત્રનું શિરરે, આ૦
આધિ વ્યાધિનાં જંતુઓ જગનાં, હણશે ધર્મસમીર,
શીઘ્ર કરો જગજન હિત ચહીને, ધર્મ ધુરંધર ધીરરે. આ૦

( श्री. उ. )

---

# निश्चिंततानी भावना.

(જો તો કાં નથી તું નિજરૂપ. એ લય.)

સતત, હું છુ પરમ નિશ્ચિંત,
વિઘ્ન વિનાશક, સકલ સુરક્ષક, અખંડ રહે મુજ પાસ,
પ્રભુના દશદિશ રક્ષણમાં મને, ક્યાંથી ચિંતા ભાસ. સંતત૦
જે અજ્ઞાને ચિંતા ઉપજે, તેનો કરૂં હું નિરોધ,
દશ્ય પ્રપંચનું મિથ્યાપણું લહું, ગ્રહી સદ્‌ગુરુનો બોધ. સંતત૦
અહો! પ્રભુતાની મધ્યે હું, મુજને લહું અખંડ,
નિષ્કંટક આ પ્રભુ રાજ્યે કરી શોક ન ચિંતા ભંડ. સંતત૦
પ્રભુના અમૃત ભર્યા હસ્તને જોઇ મુજ રક્ષકરૂપ,
ચિંતા પણ ચિંતાતુર બનીને, જઇ બેઠી થઈ ચુપ; સંતત૦
સ્વરૂપ સ્મરણે અખંડ મારૂં, ગર્જ્યું રહેતું ઉર,
નિશ્ચિંતતા મુજ સંમુખ કરી રહી નૃત્ય બજાડી નુપૂર. સંતત૦
સર્વૈશ્વર્ય સમન્વિત છે મુજ, અંતર આત્મપ્રદેશ,
ઉપેન્દ્ર કરૂણાથી નિશ્ચિંત રહું, કરી ત્યાં સતત પ્રવેશ. સંતત૦

(श्री. उ.)

# आनंदमय जीवन.

## પ્રકરણ ૨ જું.

### સુખ ક્યાં છે?

આપણું જીવન કષ્ટ મય ન થઈ પડતાં, તેજસ્વી, ઉત્સાહમય અને રમણીય કેમ કરીને થઈ શકે એ એક મહાન પ્રશ્ન છે. કોઈ પ્રેમમાં સુખ માને છે, કોઇ સંપત્તિ અને વૈભવમાં સુખને માને છે, અને કોઇ રાજ્યના અધિકારને સુખ માને છે; આમ ઘણા માણસો સુખને માટે ઘણી ઘણી કલ્પના કરે છે, પરંતું યથાર્થ સુખ શામાં છે તે તેમના જાણવામાં આવતુ નથી. જો માનીયે કે આપણી પાસે બહુજ સંપત્તિહોવાથી આપણે સુખી થઇ શકીશું, તો તેને માટે ભય, વિપત્તિ અને મોહની પણ વિટંબના આવી પડે છે. સંપત્તિનો સદ્વિચારની સાથે ઉપયોગ કરવાથી સુખનો અનુભવ થાય છે એ ખરૂ છે, પરંતુ તે સંપત્તિનું રક્ષણ કરવામાં પણ ઘણું કષ્ટ વેઠવું પડે છે. તો પછી સુખ કેવી રીતે મેળવવું! ખરૂં સુખ, માત્ર જ્ઞાનની દ્વારાજ મેળવી શકાય છે. પોતાના અંતઃકરણને વ્યર્થ ક્લેશમય ન કરવું જોઇએ, સુખ અને દુઃખ બંનેને તુચ્છ સમજવાં જોઇએ. વ્યર્થ વ્યવસાયનાં કાર્ય ન કરવાં જોઇએ, જે કાંઇ કરવું તે કપટ ભાવ યા છળ કે દંભનો ત્યાગ કરીને કરવું, બીજો કોઇ અમુક કામ કરશે યા નહીં કરે, એ પ્રકારનું કેવળ અનુમાન કરીને તેના ભરોંસા પર નહીં રહેવું જોઇએ, જે કાંઇ બની ગયું હોય કે, આપણને મળ્યું હોય એ સર્વને ઇશ્વરની કૃપાનું ફળ માનીને તેનો આદર કરવો જોઇએ. મૃત્યુ પણ કાંઈ દુઃખદાયક નથી; એમ સમજી સંતોષ માનવો જોઇએ. જે પંચતત્વોથી સર્વ પ્રાણી બનાવેલાં છે તે જુદાં થઇને પોતપોતાના તત્વોમાં જઇને ભળી જાય છે, એમ માની અંતે ઉત્સાહને ધારણ કરીને તેનું નિરક્ષણ કરવું જોઇએ.

ખરૂં કહીયે તો આપણે જેટલું માનીયે છીએ તેટલું મૃત્યુ ભયકારક નથી. પ્રેમના આગળ મૃત્યુનો હિસાબ નથી. કીર્તિથી મરવું ભલું એમ મનાય છે અને અત્યંત દુઃખ વખતે પણ મરણ સર્વને વહાલું લાગે છે.

જેણે પોતાના શરીરનો પરોપકારમાં ઉપયોગ કર્યો છે, અને સંસારમાં શાંતિ અને મનુષ્યોમાં પ્રેમભાવ પેદા કરવાને માટે જેણે શ્રમ કર્યો છે તેને પછી મૃત્યુના ભયનું શું કારણ છે! જે જીવનસંતાપના બંધનમાં સર્વ સમય વ્યતિત થઇને આપણું જીવન કષ્ટમય થઈ જાય છે તેમાંથી બચવાને માટે પરોપકારથી આપણને જેટલી સહાયતા મળે છે, તેટલી બીજા કોઇ વ્યવહારથી મળી શકતી નથી. આપણે જો બરોબર પ્રયત્ન કરીએ અને પરિણામની રાહ જોઇએ, અને અંતે જે ફળ મળે તેમાં સંતોષ માનીએ તો આપણું દુઃખ નષ્ટ થઈ જવાનું, કેમકે વિશ્વ સંચાલક પરમાત્મા જે કાંઈ કરે છે તેમાં તેમનો હેતુ હંમેશાં ઉત્તમજ હોય છે. જો કદી આપણી ઇચ્છાનુસાર આપણાથી સર્વ કાંઇ કરવાનું ન બને, તથાપિ જે કાંઇ આપણાથી બની શકે તે કરવાથી પણ તેનું પરિણામ સારૂજ આવવાનું એમાં તો કાંઈ શકજ નથી, એકજ વ્યક્તિ સર્વ કાંઈ કરી શકે નહિ, કેમકે કદાચ તમારામાં ભીમના જેવું બળ ન હોય, બીજાઓની દુષ્ટ બુદ્ધિને નિર્મૂળ કરવું તમને આવડતું ન હોય તોપણ તમે પોતે તો તમારા શરીરમાં જે અવગુણ હોય તેનો તો નાશ કરી શકો તેમ

હોજ. તમે તમારા મનમાં દુઃખ, ભય, લોભ, ઈર્ષ્યા, દ્વેષ અને અમર્યાદા વિગેરે અવગુણોને જગ્યા ન આપો, અને તમે ઇશ્વર ઉપર શ્રદ્ધા રાખો, તેમના ઉપર તમારો આધર રાખો, અને તેમનાજ આશ્રિત બનો, તેમની સાથે સ્નેહને જોડો, તો પછી તમે આ સર્વ અવગુણોને દૂર કરી શકશોજ.

કેટલાક લોક માને છે કે જે કાર્ય કરવાની અમને ઈચ્છા હોય તે કરવામાં અમે સ્વતંત્ર હોઇએ તો પછી બીજા સુખની જરૂર નથી. પરંતુ પાણીની માછલી મનુષ્યથી પણ સ્વતંત્ર છે અને માખીને તો સ્વતંત્રતાનીજ મુર્તિ સમજો, તો શું માછલી યા માખી મનુષ્ય કરતાં વધુ સુખી છે. એમ કોઈ કહી શકશે ? નહિજ.

જાણીજોઇને એશઆરામમાં રહેવું તેને કેટલાક લોક સુખ માને છે, પરંતુ તેથી સાચું સુખ અને ખરો આનંદ મળવાનો નહીજ. જ્યાં આપણે આવા એશઆરામમાં એક વાર ફસ્યા કે પછી તેનો ત્યાગ કરી શકવાનાજ નહીં, જેમ દારૂ પીવાની પણ એક ટેવ છે એવીજ રીતે બીજા પ્રકારનાં વ્યસનોની પણ ટેવ હોય છે. મદ્ય ( દારૂ )ને મધુ કહ્યું છે તે પ્રથમ પીવામાં સારૂં લાગે છે પણ અંતે ઝેરના જેવું કડવું લાગે છે. તે જેમ એકવાર પીવાથી ફરી વારંવાર પીવાની ઇચ્છા પ્રબળ થાય છે. એવીજ રીત બીજા વિષયોને માટે પણ સમજવી. વારંવાર ઉપયોગ કરવાને લીધે તેની ઇચ્છા વધે છે. પરંતુ તેથી સુખ મળતું નથી. પછીથી તેના મોહનો ત્યાગ કરવો કઠિન થઈ જાય છે. અને પ્રથમથી તેને આધિન થઈ જવાથી જો કે થોડા વખતને માટે સુખ જણાય છે તથાપિ જલ્દીજ તે સુખ જતું રહી પછી તેનો મોહ પ્રિય લાગતો નથી. આ પ્રમાણે વિષયોનો મોહ આખરે દુઃખદાયક જણાય છે, ત્યારે આત્મસંયમ પહેલાં કઠિન જણાય છે, પણ તે ધીરે ધીરે સુગમ થઇને પછી આનંદ આપનાર થઇ પડે છે. પોતાનું મન પોતાને કબજે રાખીને તેની ચંચળતાને રોકવાથી જે આનંદની પ્રાપ્તિ થાય છે તે અકથનિય છે. તેની બરોબરી કરનાર બીજો વિજય નથી. નબળું ને ચાલી શકે નહિ તેવા મુડદાલ ટટુ ઉપર બેશી, તેને મારકુટ કરી અરબડીયાં ખાતાં જવું, તેના કરતાં કોઇ તેજી ઘોડા ઉપર બેસી લગામના બળથી ચલાવવામાં જો કે શક્તિ અને કુશળતાની તો આવશ્યકતા છે જ. તથાપિ મનને સ્ફુર્તિ અને આનંદ થાય છે. તેજ પ્રકાર ગુલામની માફક પરાધીન અને નાદાન મનને વારંવાર પ્રોત્સાહિત કરવા કરતાં તેને સ્વાધિન રાખીને તેજોમય રાખવાથી અધિક આનંદનો અનુભવ થાય છે.

જે મહાન પુરૂષો પોતાનેજ પોતાના સ્વામિ બનાવી જાણે છે તેને પછી આ જગત્‌માંના રાજ વૈભવની ઈચ્છા રહેતી નથી. જેનાથી પોતાના મનને પોતાને વશ રાખી શકાતુ નથી તેને રાજપદ મળ્યુ હોય છે તોપણ તે યથાર્થ રાજા નથી. જો કે કોઇ મહાત્માના શરીર પર ભષ્મ લગાડેલી હોય, અને તે દુર્બળ અને એકલાજ રખડતા ભીખ પણ માંગતા હોય છે તોપણ તેમનો લોક આદરસત્કાર કરે છે, કેમકે તેમણે સંસારના ઉપર ઉપકાર કરવાને માટે જન્મ લીધેલો હોય છે. આ સંબંધમાં પિર્હસ અને સિનિઆસનો વાંચવા જેવો સંવાદ નિચે આપીએ છીએ.

સિનિઆસ—તમે ઇટલીને તમારા કબજામાં લઇને પછી શું કરશો ?

પિર્હસ—હું તે પછી સિસિલીદ્વીપ જીતીશ.

સિનિઆસ—તે પછી શું કરશો ?

પિર્હસ—આફ્રિકા જીતીશ.

સિનિઅસ—તો તમે માનો કે,તમે સંપૂર્ણ પૃથ્વી તમારે સ્વાધિન કરી લીધી તો પછી શું કરશો ?

પિર્હસ—પછી વિશ્રામ લેઇને મારો બાકીનો સમય સુખમાં વિતાવિશ.

સિનિઅસ—તો પછી તે પ્રમાણે આજથીજ કેમ નથી કરતા ?

સિનિઅસના કથન અનુસાર માનીયે કે આપણે સંપૂર્ણ પૃથ્વીનું રાજ્ય મળી ગયું તો પણ આ વિશ્વ વિસ્તારની આગળ આપણી શી ગણત્રી થવાની ! આ ત્રૈલોક્યની વિશાળતા અને અનંત વિસ્તારને જોઈને મનુષ્ય સમજે છે કે હું કેટલો બધો ક્ષુદ્ર પ્રાણી છું. કેમકે ગમે તેટલા વિસ્તારવાળું રાજ્ય મળે તોપણ આ અપાર જગતમાં પૃથ્વીના એક નાનામાં નાના ટુકડા તરીકે તેની ગણત્રી થવાની, અને તેના અમીર કે રાજા બનવું ! એ કેટલું ક્ષુદ્ર ! ઇશ્વરના સામ્રાજ્ય આગળ કોઇ પણ વસ્તુની ગણત્રીનો હિસાબ નથી.

જે પોતાની વાણીને પોતાને આધિન રાખે છે તે કોઈ નગરને જીતનાર વીર કરતાં પણ અધિક શુર છે. આત્મસંયમ રૂપી સાચું અને વિશાળ રાજ્ય પરિશ્રમ કર્યા સિવાય ભાગ્યેજ મળે છે. તેને જીતવાને માટે દરેક મનુષ્યે પોતે પોતાનાજ ઉપર વિજય પ્રાપ્ત કરવાની ઇચ્છા કરવી જોઇએ. અને તે જો વિવેક પૂર્વક પ્રયત્ન કરશે તો તેને તેમાં જરૂર વિજય મળવાનોજ ઘણો ભાગે વ્યવહાર કુશળ પુરૂષોનું આ તરફ ધ્યાન પહોંચેલું હોતુંનથી. મનુષ્યોના જીવનનું ઉદાર અથવા ક્ષુદ્ર હોવું એ તેનાંજ આચરણો ઉપર આધાર રાખે છે. ઉદાર અને મોટા દિલથી વ્યવહારનું સેવન કરવાથી તેમાં વિશેષ લાભ થાય છે એટલુંજ નહિ પરંતુ તે સાથે આપણું ચિત્ત અને વ્યવહાર પણ ઉદાર થાય છે. વ્યવસાય નીચ હોય યા ઉચ્ચ, પરંતુ જો તેનું આપણે પ્રેમથી સેવન કરતા હોઇએ તો તેમાં આપણને પ્રસન્નતા મળવાની, તે કરવામાં જો આપણો હેતુ ઉત્તમ હશે તો તેથી આપણું ચિત્ત વિરજવાળું અને શાંતિમય થવાનું અને ઉદ્યમ કરવામાં આપણો ઉત્સાહ વધવાનો જેથી એવો વ્યવસાય હોવો જોઇએ. જો કે સર્વ ધંધા ઉત્તમ હોતા નથી તથાપિ તેમાં પણ ઘણા ન્યુનાધિક છે. સર્વ વ્યવસાયોમાં પરોપકાર હોય શકતો નથી જેથી જે વ્યવસાયમાં થોડો ઘણો પણ પરોપકાર થઇ શકે તેવા વ્યવસાયનું સેવન કરવું જોઇએ. જો તેવો કોઈ વ્યવસાય ન મળે તો જે પોતાની શક્તિ અનુસાર બની શકે તે કરીને સુખથી રહેવું જોઇએ.

પૂર્વે થઇ ગયેલા વીરપુરૂષોનાં જીવનચરિત્ર સાંભળીને આજે આપણે ચકિત થઈ જઇએ, પરંતુ ખરી રીતે જોઇએ કે દરેક માણસે પોતાનામાં તેવા ગુણો ધારણ કર્યા સિવાય ઉન્નતિ કે સુખની આશા રાખવી વ્યર્થ છે. સત્શીલ અને દુરાચરણ બંને આપણી સામે છે તેમાંથી ઇચ્છાનુસાર જેનું ગ્રહણ કરવાની ઇચ્છા હોય છે તેનું ગ્રહણ કરવાને આપણે સ્વતંત્ર છીએ. છતાં તેમાંથી દુરાચારનો ત્યાગ કરીને સદાચારનું સેવન કરવું એ કાંઈ ઓછી વીરતાનું કામ નથી. અને તેજ વખતે જેણે મન ઉપર કાબુ મેળવ્યો હોય છે તેજ દુરાચરણના ઉપર વિજય મેળવી શકે છે. અને દુરાચરણનો ત્યાગ કરી સદાચરણનું જ્યાં સુધી મનુષ્ય સેવન કરતો નથી ત્યાં સુધી સુખની આશા રાખવી એ વ્યર્થ છે. જ્યાં સુધી સદાચરણથી મનુષ્ય પોતાના ચારિત્રને સુધારી શકતો નથી ત્યાં સુધી તેનાથી સુખની ઝાંખી કરી શકાતી નથી. અને તેથી દરેક માણસે હંમેશાં સદાચરણથી ભ્રષ્ટ ન થવાય તેને માટે સાવચેતી રાખવાની જરૂર છે, અને દુરાચરણનો પ્રવેશ ન થઇ શકે તેને માટે મન ઉપર કાબુ રાખવાની જરૂર છે. અને આ કામ જો તે વીરતાથી કરી શકે છે તો પછી તેનું ચારિત્ર સુધર્યા સિવાય રહેતુંજ નથી. અને ચારિત્ર સુધરતાં સુખ મળ્યા સિવાય રહેવુંજ નથી.

અપૂર્ણ.

## संसारनी मध्ये रहेवा छतां पण यथार्थ साधक आत्मदर्शनरुप लक्ष्यने सिद्ध करी शके छे.

( જખમના દરદો જખમી જાણેરે.—એ લય. )

વિરલ કોઈ લક્ષ્યને વીંધી જાણેરે, સઘળા ના જાણે,
ભલેને ધનુપર તીરને તાણેરે, (પણ) વીંધી ના જાણે.

અગમ્ય મરખા વ્યૂહ રચેને, ભલે યુદ્ધને ટાણે,
કર શર ગ્રહેતાં નિષ્ફળતાને, તેવાઓ પણ નાણેરે;
જાણકાર જાણે.

વીસ આંખનો તોપણ લક્ષ્ય ન, વીંધ્યું રાવણ રાણે,
નેત્ર હીન પણ પૃથુરાજે તો, તાક્યું તીર એધાણેરે,
સઉકોઇ તે જાણે.

હજાર વચ્ચે પ્રેમી નિજ પ્રેમીની દૃષ્ટિ તાણે,
ઉપાધિ, અંતર, ન ગણીએ તો મોજ પરસ્પર માણેરે,
એ એકજ જાણે.

ઉપાધિ હોય અનેક તોય પણ, ઉરજે સાધક આણે,
'લક્ષ્ય વીંધવું' તો વીંધે રહી, તેને તે ઠેકાણેરે,
અનુભવી જન જાણે.

મનનો એકજ બલિષ્ટ નિશ્ચય, અર્થ સિદ્ધિને આણે,
હજાર પ્રતિકૂલતાને પણ તે, દૂર ફગેટી તાણેરે.
કોણ ન તે જાણે.

હજાર લક્ષ્યે રમતું મન, વીંધે નહિ કદી કશાને,
વીંધે, એક લક્ષ્ય, એક નિશ્ચય, જો હોય મનવચમાણેરે;
પ્રયત્નશીલ જાણે.

પરિસ્થિતિ પ્રતિકૂલ તોય પણ, જો રહેશો એક ધ્યાને,
સાધક! ગુરૂ કૃપાથી લક્ષ્યને વીંધશો એકજ બાણેરે;
મુજમન એ જાણે.

(શ્રી. ઉ.)



વાયુ—અજમોદ, નાગરમોથ, પીંપર, વરીયાળી, મરી, અને સીંધવ બધાં એકેક ભાગ, હરડે ૫ ભાગ, સુંઠ ૧૦ ભાગ અને ભારંગમૂળ ૩૫ ભાગ સર્વેને ખાંડી એકત્ર કરી તેનાથી બમણો ગોળ લઈ તેની ચાસણીમાં તે ચૂર્ણ નાખી ચણા જેવડી ગોળીઓ વાળવી જેમાંથી એકેક ગોળી ઉના પાણી સાથે લેવી જેથી હરકોઇ પ્રકારનો વાયુ દૂર થશે.

મરડો ને પેટનો દુ:ખાવો—અફીણ, મોચરસ, બીલીનો ગર્ભ, જાયફળ, સુંઠ ને ભાંગ સર્વે સરખે ભાગે લઈ વાટીને તેની વાલવાલના વજનની ગોળીઓ કરી, તેમાંથી સવાર સાંજ એકેકી ગોળી સલેખમ, ઉધરસ, દમ, મરડો, ઝાડો, શુળ, ચરકા, અને પેટનો દુ:ખાવો મટે છે.

# भाग्योदय.

*તનસંપતિ છે જગમાં પહેલી,
　　　પહેલું સુખ તે જાતે નર્યાં;
એ કહેવતને સિધ્ધ કરવાને,
　　　અનેક લેખો જેમાં ભર્યા.
વિધ વિધ વૈદક તણા વિચારો,
　　　વાંચી તન દુઃખ દુર ગયું;
ભવ ભાગ્યોદય થાવા અર્થે,
　　　ભાગ્યોદય આ પ્રગટ થયું.
ધન સંપત્તી સાધન દાખવતું,
　　　ઉત્તમ લેખો આવે છે.
હુન્નર કળાના અનેક ટુચકા,
　　　દેશ વિદેશી લાવે છે;
ધન સંપત્તીની કુંચી રૂપ આ,
　　　અગ્રસ્થાન જે ભોગી રહ્યું,
ભવ ભાગ્યોદય થાવા અર્થે,
　　　ભાગ્યોદય આ પ્રગટ થયું.
મનબળ વિણ સૌ ઠાલું જગમાં,
　　　મનોબળે સુખ સાચું રહ્યું:
સરળ સાધને તેજ સધાવા,
　　　પ્રતિ માસે પોકારી રહ્યું;
કઠીન બોધ જે તત્વ જ્ઞાનનો,
　　　સરળ અર્થમાં દાખી રહ્યું;
ભવ ભાગ્યોદય થાવા અર્થે,
　　　ભાગ્યોદય આ પ્રગટ થયું.
તન ધન મન સંપત્તી વર્ધક,
　　　વિચાર નિત્ય વધારે છે;
તન મન ટેવ પડી દુ:ખકર જે,
　　　ઈશ્વિમ સમુ સુધારે છે;
આધિ વ્યાધિ, અને ઉપાધી,
　　　વાંચીને દુઃખ દુર ગયું;
ભવ ભાગ્યોદય થાવા અર્થે,
　　　ભાગ્યોદય આ પ્રગટ થયું.

"પ્રેમાર્મિ."

* સવૈયાછંદમાં કે લાવણીના રાગમાં ગવાશે.




( લેખક.—શ્રીયુત વેણુવિહારી. )

( અનુસંધાન ગતાંકથી. )

## પ્રકરણ ૧૦ મું.

### પ્રતિજ્ઞા.

ઘોર અંધારી અમાવાસ્યાની રાત્રી, વળી મધ્ય રાત્રીનો બારનો સમય હોવાથી, રત્નપુર શહેરની બહાર જંગલમાં જ્યાં ત્યાં ઘોર અંધારૂં અને એક પ્રકારની ભયંકર શાંતી ફેલાઈ રહી હતી. જેશથી ફુંકાતા મારૂતથી થતો વૃક્ષવર્ણોનો ખડખડાટ અને ગંગા નદીના ખળખળાટ શિવાય અન્ય કોઈ પણ આ ભીષણ શાંતતાનો ભંગ કરતું નહોતું. અમો જે જંગલનું વર્ણન કરીએ છીએ તે જંગલ રત્નપુર શહેરની નિકટજ હતું અને જેમાં એક કાલીનું મંદિર હતું. આ મંદિર ઘણુંજ પુરાણું હોવાથી તેની આસપાસની જગો ખંડીયેર બની હતી. આ મંદિરની આગળથીજ હિમાચલ કન્યકા ભાગીરથી સ્વૈરગતીએ ગમન કરતી આસપાસના પ્રદેશમાં નાનાં મોટાં ઝાડો, વેલાઓ અને કાંટાળી ગુફાઓથી ગીચ ભરાઈ ગયો હતો. જેથી આ સ્થાનને અધિકજ ભયાનક સ્વરૂપ પ્રાપ્ત થયું હતું; અને તેમાં વળી સ્મશાન ભુમીથી વધારો થયો હતો. જેથી ત્યાંની ભયંકરતામાં શું બાકી હોય ! આ સ્થળે ધોળે દિવસે પણ એકલા આવવાની ભલાભલાની છાતી ચાલતી નહોતી કાલીનો પુજારી એક વૃદ્ધ બ્રાહ્મણ હતો. તે સવારમાંજ દેવીની પુજા આરોપી ચાલ્યો જતો. તે બીજા દીવસની સવાર સુધી ત્યાં ઝાંખીનેએ જોતો નહોતો. દેવીના દેવાલયમાં હંમેસાં રાત્રે અજવાળું જણાય છે. અને કોઇ કોઈ વખત તો શંખનાદ પણ થાય છે. આની આવી દંતકથા આખા રત્નપુર શહેરમાં ફેલાઇ હતી. આ અફવા સત્ય છે કે મિથ્યા એનો અનુભવ લેવાની કોઇ એકે પણ ઉત્સુકતા બતાવી નહિ. એટલુંજ નહિ પણ આ અફવાને લીધે કાલીનાં દીવસે દર્શન કરવાનું પણ કેટલાકે માંડી વાળ્યું. કાળીમાતાના દેવાલયમાં બનતો આ ભયોત્પાદક પ્રકાર સત્ય હો, અગર મીથ્યા હો, પણ ખુદ મૂર્તિનું સ્વરૂપ આ અફવાને ફેલાવનારૂં અગર ફેલાવામાં આવતી ભાવનાને પોષક એવું હતું. આ મૂર્તિ કાળા પથ્થરની બનાવેલી હતી, તેની ઉચાઇ માણસની ઉંચાઈ જેટલી અને દિગંબર હતી.

આ દેવતા અગર તેનું નિવાસ સ્થાન જો કે એટલું બધું બિહામણું હતું, છતાં ત્યાં જનાર કોઈ પણ મનુષ્ય પ્રાણી નહોતું, એમ મુદ્દલે કહી શકાય એમ નહોતું. વધારે દુર જવાની કંઇજ જરૂરજ નથી, પ્રસ્તુત પ્રકરણના આરંભે અમોએ જે ભયંકર સમયનું વર્ણન કર્યું છે તેજ સમયે મંદિરમાં દીવો બળી રહ્યો હતો. અને તેનો પ્રકાશ બહાર પડતો હતો. આ પ્રકાશ જોઇને બહારજ થોભ્યો અને किंकर्तव्यमूढनी માફક વિચાર કરતો ઉભો રહ્યો. અંદર જવું કે પાછા ફરવું આ વિચારનું દ્વંદ્વ તેના મનમાં શરૂ થયું. એવામાં મંદિરમાં થયેલો શંખરવ તેના સાંભળવામાં આવ્યો. જેથી તેના મનની સઘળી શંકાઓ નષ્ટ થઇ

તે બેધડક મંદિરમાં પેઠો. બારણું ઉઘાડુંજ હોવાથી તેને તે ખડખડાવવાની મુદ્દલે જરૂરજ રહી નહિ. તેને મંદિરમાં પેસતાંજ ત્યાં એક બીજો મનુષ્ય બિલ્વપત્ર રક્તચંદન વગેરે પદાર્થોથી દેવીની પુજા કરતો તેના જોવામાં આવ્યો. તથાપિ આ હમણાંજ દાખલ થયેલો માણસ એક શબ્દ પણ ઉચ્ચાર્યા સિવાય ભક્તિપૂર્વક દેવીને પ્રણામ કરી, પેલા બીજા માણસની પુજા પૂર્ણ થવાની રાહ જોતો એક બાજુમાં જઇ બેઠો. કાલીમાતાના અંગ પ્રમાણે તેની સામેની સઘળી જમીન રક્તથી રંગાયેલી હોઇ તેના તદ્દન ચરણ કમળ સમિપ તાજુંજ ધડથી દુર કરેલું અજશીર્ષ (બકરાનું માથું) જણાતું હતું! પ્રિય વાંચક બંધુ! આજ કાલીદેવી જગન્માતા કહેવાય છે! આ 'જગન્માતા' ને પોતાના સમજણા, સબળ અને સનાથ બાળકોનો શીર સલામત રાખવા માટે, પોતાનાં અબળ, અજ્ઞાન, અને અનાથ બાળકોનાં શિર કમળોની જરૂર પડે છે! ભારતીય કૌટુંબિક માતાઓ! 'જગન્માતા'ના આ જગદ્વિસ્તૃત માતૃવાત્સલ્ય તરફ તમારૂં લક્ષ ગયું છે કે!

દેવીપૂજાની પૂર્ણાહુતી થતાં તે પુજા કરનારો પેલા નવા આવેલા પ્રત્યે બોલ્યો:—

"કેમ? તમારી પ્રતિજ્ઞા હજુ અચલજ છે ને?"

"હા જી."

"તો હવે દેવીના ચર્ણપર હસ્ત મુકી પુનઃ તેજ પ્રતિજ્ઞા લ્યો."

નવો આવેલો સખ્સ દેવીના ચર્ણપર પોતાનો હાથ મુકી બોલ્યો:—

જગત જનની દેવી! હું તારા ચરણ કમળપર હાથ મુકી પ્રતિજ્ઞા લઉં છું કે, રમેશની અજાનગત દશા થાય ત્યાં સુધી હું તેનું મન વાણી અને કૃતિથી શત્રુત્વ સ્વીકારીશ એટલુંજ નહિ, પણ તેનું સર્વસ્વ નષ્ટ થઈ તેને ભીખ માગતો કરવા જે જે યત્ન કરવા પડે તે સઘળા હું અવશ્ય કરીશ."

તેને આ પ્રતિજ્ઞા લેતાની સાથેજ તે પુજા કરનારો ઉભો થઇ બોલ્યો, "હવે મારી પ્રતિજ્ઞા સાંભળો." આટલું બોલી તેણે દેવીના પગપર હાથ મુકયા અને બોલ્યો, "હે જગ જનની! જ્યાં સુધી મારા આ દેહમાં જીવ છે ત્યાં સુધી મારા પીતાની ઈસ્ટેટનો ઉપભોગ કરનારાનો હું દ્વેષ કરીશ અને તેને રસાતળે પહોંચાડવા માટે હું અંતઃકરણપૂર્વક મચ્યો રહીશ! આ કામમાં જો મારા તરફથી કંઈ પણ કચાશ રાખવામાં આવે, અગર તો મારાથી તે તરફ દુર્લક્ષ કરવામાં આવે તો તારા કોપાનલનો વર્ષાવ નિરંતર આ અધમપર થવા દેજે."

ત્યાર પછી તેઓ બંન્ને પાછળના ચબુતરે જઇને બેઠા. આ બેમાંનો એક સ્વર્ગવાસી ભવદત્ત મિશ્રનો પુત્ર નિત્યાનંદ હતો. તેને હવે આપણા વાંચક બંધુએ ઓળખ્યોજ હશે. બીજા ગૃહસ્થ પણ વાંચકના પરિચયમાંનાજ છે. ફક્ત તેમનું નામ જાણવાનોજ વિલંબ! આ બીજા ગૃહસ્થ રમેશની મોટી બ્હેનના પતી દેવદત્ત પાઠક હતા. નિત્યાનંદની પુજા સમયે દેવાલયમાં દાખલ થનારી અને દેવીના ચરણપર હસ્ત મુકી રમેશને અજાન્ન દશા પ્રાપ્ત કરાવવાની પ્રથમ પ્રતિજ્ઞા કરનારી વ્યક્તિ એજ મહાશય હતી.

ચબુતરાપર બેઠા પછી નિત્યાનંદે પાઠક મહાશયને પુછયું:—રમેશ મારી શોધ શા માટે ચલાવે છે તેનું કંઇ કારણ જાણો છો?

પાઠક—મહાશય મારાથી તો કંઇજ કહી શકાતું નથી.

નિત્યાનંદ—પાઠક મહાશય! જો આપણે એક બીજાપર વિશ્વાસ નહિ રાખીએ તો આપણી પ્રતિજ્ઞામાં વાંધો આવશે"

પાઠક મહાશય—તે બાબતની મને મુદ્દલે ખબર નથી અને જાણું છતાં હું તે વાત આપથી છુપાવું છું એમ તમો મુદ્દલે મનમાં આણતા નહિ હું રમેશના ઘરમાં રહું છું તેથી હું સઘળું જાણતો હોઉં એમ તમો ધારો છો પણ તેમાં તમારી ભુલ થાય છે તેના જેવા મુત્સદ્દીના વિચારોમાં પત્તો ખાવો એ વાત કેવળ અશક્ય છે

નિત્યાનંદ—તમોએ લીધેલી પ્રતિજ્ઞા માટે જો તમોને પશ્ચાત્તાપ થતો હોય અગર તો તમોને રમેશની બીક લાગતી હોય તો તમો તેમાંથી પરાવૃત્ત થવાને હજુ મોકળા છો

પાઠક મહાશય—આપ એ શું બોલો છો? કાલીમાતાના ચરણપર હાથ મુકી જે એક વખત પ્રતિજ્ઞા લીધી છે તે કંઇ ભંગ કરવા માટે? ગમે તેમ થાય, જીવ જાય તો બહેત્તર પણ પ્રતિજ્ઞા ભંગ તો નજ થાય. આ બાબતમાં હું તમારો વેચાણ ગુલામ બન્યો છું. વળી આપણી પ્રતિજ્ઞા પૂર્ણ થવાની આશાનાં કંઇક ચિન્હો પણ જણાય છે આ કાર્યમાં આપણને એક મદદનીશ પણ મળશે.

નિત્યાનંદ—તે વળી કોણ છે?

પાઠક મહાશય—રમેશની નહાની બહેન દુર્ગા. તેને કઇજ ભાગ મળ્યો નથી.

નિત્યાનંદ—પણ મને તેનાપર ભરૂસો રાખવો યોગ્ય લાગતો નથી. કારણ કે ગમે તેમ થાય તોપણ અંતે તે તેની બહેન કેની, તેને છેવટે અવશ્ય તેની દયા આવશેજ

પાઠક મહાશય—તમોએ તેને જોઈ નથી અને પરિચય નથી માટેજ તમોને એમ ભાસે છે મને તેનો પાકો ભરૂસો છે તે ભરૂસો રાખવા લાયક પાત્ર છે આ વીષે તેનો મારો મન મળ્યો છે વળી તેણે એક બાતમી આપી તે પરથી મારો ભરૂસો દૃઢ થયો છે

નિત્યાનંદ—શી બાતમી આપી?

પાઠક મહાશય—રમેશ કલકત્તે જવાનો છે

નિત્યાનંદ—આ શું વિશેષ મહત્વની બાતમી છે?

પાઠક મહાશય—જો તે રોકડ સાથે રાખશે તો આ બાતમી શું બીન મહત્વની ગણાશે?

નિત્યાનંદ—જો તેમ હશે તો મહત્વની ગણાશે ખરી. પણ તે રોકડ લેઇ કલકત્તે કેમ જાય છે?

પાઠક મહાશય—સંન્યાસી થયાને હજુ બે દીવસો તો થયા નથી એટલામાંજ તમો તો ગૃહસ્થાશ્રમમાંના સઘળા વ્યવહારો વીસરી ગયા લાગો છો! વધારે રોકડને બેંકમાં જમા કરાવવા જતા હશે બીજું શું પ્રયોજન હોઇ શકે! શ્રીમંતોને વ્યાજની ઘણીજ આકાંક્ષા હોય છે લક્ષાધિશને કોટચાધીશ થવું ગમે છે તેઓની પૈસાની ઇચ્છા વધતીજ જાય છે.

નિત્યાનંદ—તમારૂં કહેવું તદન સત્ય છે. વારૂ તે કયા રસ્તે જવા ધારે છે?

પાઠક મહાશય—નૌકા શીવાય બીજો કયો માર્ગ છે? રમેશ અહિયાથી પરબારો કાંઈ કલકત્તે જવાનો નથી, પ્રથમ તે બળભદ્રપુર જશે ત્યાં માતાને ઘેર એક દીવસ રહી પછી કલકત્તે જશે. બળભદ્રપુરમાં જવા માટે તેને મેનો કરવો પડશે એ આપણા ધ્યાનમાં હશેજ.

નિત્યાનંદ—હા, સમજ્યો; હવે તમો જાવ. મારે પણ બીજે સ્થળે કાંઇક કામ પ્રસંગે જવાનું છે.

તેઓ જુદા પડ્યા. નિત્યાનંદે તે બિપણ જંગલમાં પ્રવેશ કર્યો અને પાઠક મહાશય રત્નપુરના માર્ગે વળ્યા. રસ્તામાં ચાલતાં ચાલતાં પાઠક મહાશયને પોતાની બિપણ પ્રતિજ્ઞાનું સ્મરણ થયું. જેના સ્મરણથી તેમનાં રૂંવે રૂંવાં ખડાં થઇ ગયાં; હૃદય ધડકવા લાગ્યું ! એવામાં પાસેની સ્મશાનભુમી તરફ તેમની નજર ગઇ "અમોને પણ શરમાવે એવાં નીચ કર્મની પ્રતિજ્ઞા કરનાર માણસ જુઓ પેલો જાય" એવું જાણે પ્રેતો પોતા તરફ આંગળી કરી બતાવતાં ન હોય એવો ભાસ થયો ! તેમણે ઉંચે આકાશ તરફ જોયું તો ત્યાં પણ તે નિર્મળ નીલ ગગનમાં ચમકનારા તારાઓ જાણે પોતાની પ્રતિજ્ઞા માટે ધિક્કારતા હોય એવું ભાન થવા લાગ્યું !

"મેં એવી ભયંકર પ્રતિજ્ઞા શા માટે લીધી !!" પાઠક મહાશય સ્વગત વીચાર કરવા લાગ્યા. રમેશ મારો આશ્રયદાતા છે, તેને ત્યાં મને ખાવાપીવાનું, ઓઢવા પહેરવાનું, તેમજ સુખો ભોગ ભોગવવા મળે છે, છતાં હું આવું દુષ્ટ કૃત્ય કરવા કેમ તૈયાર થયો ? તેણે મારૂં કદીજ અકલ્યાણ કર્યું નથી. તો પછી મેં આવી ઘોર પ્રતિજ્ઞા શા માટે કરી ? મને તેણે એક પૈ સરખી ન આપી એ શું મારૂં અકલ્યાણ ન ગણાય ? જો તેણે મને દસ વીસ હજાર રૂપીયા બક્ષ્યા હોતતો આજે હું એશઆરામમાં શ્રીમંતાઇના ઠાઠમાં મઝામાં ગાદી-તકીયે ઝુલતો હોત, તેવા સુખથી તેણે મને નિરાશ કર્યો છે; એટલુંજ નહિ પણ તેણે મને લોકોની સમક્ષ એક રસ્તાપર રખડતા ભીખારીની માફક એક રૂપીયો આપી મારૂં ભયંકર અપમાન કર્યું છે ! અપમાન મારા હૃદયને બાળી રહ્યું છે. તે બળતી જ્વાળાએ ધગધગતા હૃદયે આ ઘોર પ્રતિજ્ઞા લેવાઇ છે. બસ હવે તો કરેલા અપમાનનું વેર ઘોર પ્રતિજ્ઞાની મૂર્તિમાંજ થશે."

આ પ્રમાણે પાઠક મહાશયના વીચારો ચાલી રહ્યા હતા એવામાં તેમની પાછળ કોઇની પગથી જણાઇ જેથી તેમણે "કોણ?" એવો પ્રશ્ન કર્યો, પણ જવાબ ન મળ્યો. તેમણે પોતાનાં નેત્રો જેટલાં વિસ્તૃત થાય એટલાં કરી ચોતરફ નિહાળ્યું પણ તે ઘોર અંધકારમાં તેમને કંઇ દેખાયું નહિ. તોપણ કોઇએ પોતાનો પીછો ખાસ પકડયો છે એવી તેમને શંકા રમેશના ઘરમાં દાખલ થતાં સુધી કાયમજ હતી.

પાઠક મહાશય રમેશના ઘરમાંજ રહેતા હતા એ વાંચકોને જુદુ કહેવાની કોઇજ આવશ્યકતા નથી. તેઓ બારણું ઉઘાડી અંદર ગયા અને દાદરનાં પગથીયાં ચડવા લાગ્યા એવામાં તેમની પાછળ કોઇ બોલ્યું "પાઠકજી, સાથે લેમ્પ તો રાખો, નહિ તો કોઇ સમે પગ લપસી પડવાનો સંભવ છે." તેમણે ગભરાટમાં પુછ્યું. "કોણ ? રમેશ બાબુ."

"હાજી, એતો હુંજ આપનો દાસ," રમેશે જવાબ દીધો.

"આટલા અસુરા કયાં ગયા હતા?" પાઠક મહાશયે પ્રશ્ન કર્યો.

"હું તો ઘરમાંજ છું. આપ ક્યાં પધાર્યા હતા?"

"એક સ્થળે જમવાનું આમંત્રણ હતું ત્યાં ગયો હતો." પાઠક મહાશયે થાપ મારી.

આ સંવાદ પછી પાઠક મહાશય ગભરાટમાં પોતાની શૈયાપર જઇ લોટયા. રમેશ માત્ર સ્વસ્થ ચિત્તે નિંદ્રા સુખ અનુભવવા લાગ્યો.

મનની સ્થિરતાનું એક ઉદાહરણ લઇએ મેં મનોયોગનો થોડોઘણો અભ્યાસ કર્યો છે. અને એટલાથીજ હુ કાંઈ નવું કામ કરી શકું છું. મેં વિચાર કર્યો કે, પદાર્થ (Matter) પર શક્તિ (Force)ની શી અસર થાય છે. જેથી મેં પ્રયોગ શરૂ કર્યો, અને તેથી એવો નિયમ સમજાયો કે જે જડ અને ચેતન બંને પર એક સરખી અસર થાય છે. જે બંનેમાં સરખોજ જણાય છે. પછી મેં અવ્યક્ત પ્રકાશ (Invisible light)ની પરીક્ષાનો આરંભ કર્યો, ત્યારે મને જણાયુ કે દેદીપ્યમાન પ્રકાશ-સમુદ્રની પાસે રહેતા છતાં પણ આપણે આંધળા બની ગયા છીએ. તે તેજ, તે પ્રકાશ આપણી ચારે તરફ ફેલાઇ રહ્યો છે. ખેદ એ છે કે મનુષ્યમાં હજુ સુધી આ શક્તિયોનો પુરો વિકાસ થયો નથી કે જેની મદદથી તે અજ્ઞાત અને અવ્યક્તનો અનુભવ કરી શકે.

હવે બીજી ખામી લઇએ, તે એ છે કે યંત્ર સામગ્રીની ખામી. આ ખામીને લીધે આપણે અનેક વિષયોમાં નિરૂપાય રહીએ છીએ. [1]ઉદ્‌ભિજ્જજીવન અને મનુષ્યજીવનમાં અત્યંત નિકટનો સંબંધ છે. પણ યંત્રસામગ્રી ન હોવાથી આપણે તે સિદ્ધ કરી શકતા નથી. સામગ્રી મળે તો એ સંબંધ સિદ્ધ કરીને બતાવી આપીએ તેમ છે. હાલ તો હીંદમાં સૂક્ષ્મમાં સૂક્ષ્મ યંત્ર પણ બનવા લાગ્યાં છે તે ઘણીજ આનંદની વાત છે. સંસારની મોટી મોટી પ્રયોગશાળાઓમાં તેની પરીક્ષા પણ થઇ ચુકી છે. ત્યાંના પરીક્ષકોમાં તે કામમાં પણ લેવામાં આવી છે. અને યુરોપ તથા અમેરીકામાંથી તેની માગણી પણ આવે છે. કારણ કે તે યન્ત્ર જીવન સંબંધી પ્રયોગોમાં બહુજ ઉપયોગી સિદ્ધ થયાં છે. એવાં અનેક યંત્ર મારી પ્રયોગ શાળામાંથી વિદેશ મોકલવામાં આવે છે. આ કામ સાધારણ નથી. મારે ૧૨ વર્ષ સુધી વૈજ્ઞાનિક સંસારમાં મહેનત કરવી પડી છે ત્યારે આટલી સફળતા મને મળી છે.

હું પ્રથમથીજ કહી ચુકયો છું કે વિજ્ઞાનિક તત્વોની શોધમાં ઘણીજ સાવચેતી રાખવાની જરૂર છે. ઘણીવાર ઉપરના રૂપ અને ઉપરની ચેષ્ટાથી આપણે ઠગાઇ જઇએ છીએ.

---

૧. ડૉ. જગદીશચંદ્ર વસુને ગવર્નમેન્ટે યુરોપ અને અમેરિકા મોકલ્યા હતા. ત્યાં તેમણે ઉદ્‌ભિજ્જ-જીવન-સંબંધી નવી નવી વાતો સંભળાવીને અને પ્રયોગવડે તેની સત્યતા સિદ્ધ કરીને મોટા મોટા વિજ્ઞાન વિશારદોને પણ ચકિત કરી દીધા હતા. હાલ તે હિંદુસ્તાનમાં પાછા આવ્યા છે. તેમની યોગ્યતા, વિદ્વતા, અને નવી નવી શોધોથી ગવર્નમેન્ટ પણ ખુશી થઇ છે. તેમણે પોતાનું કામ પાંચ વર્ષથી વધારી દીધું છે. તે પછી તે કલકત્તાની પ્રેસીડેંસી કોલેજના અધ્યાપક પદથી ફારગ થશે. નવીન શોધો કરવાને માટે ગવર્નમેન્ટ તેમને ૫૦ હજાર રૂપીયા દરસાલ આપશે, એ ઉપરાંત ગવર્નમેંટ ૨૫ હજાર રૂપિયાની બીજી મિલ્કત આપશે. તે રૂપિયામાંથી ડોકટર વસુ એક કારખાનું ખોલશે તથા એક પરીક્ષા ગૃહમાં નવી નવી શોધો કરવામાં આવશે. અને કારખાનામાં નવાં યંત્રો વિગેરે તૈયાર થશે. તેમને ઉદ્‌ભિજ્જ-જીવનની કાર્ય પ્રણાલીની હજુ વધારે શોધ કરવાને માટે કલકત્તા અને દાર્જીલીંગની પાસેના બે બગીચા પણ તેમને આપ્યા છે. આશા છે કે આ સઘળી મિલ્કતની સહાયતાથી ડોકટર જગદિશચંદ્ર હિંદના પ્રાચિન રૂષિયોના સિધ્ધાન્તોને વધુ દ્રઢતાપૂર્વક સિધ્ધ કરશે.

જુઓ લજ્જાવતી ( રીસામણી મનામણી ) ના છોડ દરેક જગ્યાએ મળી શકે છે. લોક માને છે કે તે અત્યન્ત સુકુમાર છે. તેનુ સ્પર્શજ્ઞાન બહુજ વધારે છે. જરાક હાથ અડાડતાજ તે બીડાઇ જાય છે. તેમ એવા અનેક પ્રકારના છોડ છે કે જેને અડતાં જરા પણ અસર થતી નથી, જેથી લોક સમજે છે કે તે છોડમાં સ્પર્શજ્ઞાન નથી. પણ તપાસ કરતાં ઉતટુંજ જણાયું છે. લજ્જાવતીની લજ્જાએ આપણને ઉંધું સમજાવ્યું છે. જે છોડ સ્પર્શજ્ઞાન રહિત સમજવામાં આવે છે. તેમાં જેટલું એ જ્ઞાન મળી શકે છે તેટલું ખરૂ જોતા લજ્જાવતીમાં નથી આવી રીતે કેટલાય વૃક્ષોના પાન રાત્રે સંકોચાઇ જાય છે. એથી આપણે કદાચ એમ સમજીયે છીએ કે તે સુવે છે, પરંતુ મારી શોધમાંતો એવું સિદ્ધ થયું છે કે, વૃક્ષોનાં પાન સાધારણ રીતે રાત્રે ઉંઘતાં નથી પણ તે આખી રાત જાગરણ કરે છે. અને સવાર થતાં થતાં લગભગ છ વાગે ઉંઘવા માંડે છે. એથી હું કહું છુ કે આપણે અત્યંત સાવધાન રહેવુ જોઇએ. અને જરાપણ ભૂલ થઇ કે કામ બગડ્યું સમજવુ.

જીવાત્મા એક છે. તે વૃક્ષ અને પાંદડાંથી લઇને અન્ય જીવધારી મનુષ્યોમાં પણ વ્યાપ્ત છે. મારા પ્રયોગોથી એ સિદ્ધ થઈ ચુક્યું છે. આ આવિષ્કારે વિનાનિક વિદ્વાનોના મંડળમાં હીલચાલ મચાવી દીધી છે. કેટલાંક શાસ્ત્રો ઉપરતો તેનો ચમત્કારિક પ્રભાવ પડ્યો છે. તેના સિદ્ધાન્તોમાં થોડી ઘણી ઉથલપાથલ પણ થઇ રહી છે. તેનાં અનેક ઉદાહરણ મળી આવે છે.

આપણે ભારતના પ્રાચીન ગૌરવને યાદ કરવું જોઇએ. ધ્યાન રાખજો કે આપણે તે પૂર્વ વર્તી ઉંચા પદ ઉપર પહોચવુ છે. આપણે આપણો દેશ, જ્ઞાનના સામર્થ્યમાં બીજા દેશોની બરાબર બનાવવો જોઇએ. પૂર્વજોના ગુણ ગાવામાંજ આપણે આપણું કર્તવ્ય ન સમજવું જોઈએ. તેમના જેવા અદ્ભૂત આવિષ્કાર કરીને આપણે તેમના સદ્‌વંશજ બનવુ જોઈએ. વિચાર કરવો જોઇએ કે તે એટલી ઉંચી સ્થિતિએ કેમ પહોંચ્યા હતા અને આપણુ હાલ આ નિચી સ્થિતિમાં કેમ પડ્યા રહ્યા છીએ. આપણા હૃદયની સંકુચિત વૃત્તિને આપણે દૂર કરવી જોઇએ. અંધ શ્રદ્ધાને તો પાસે આવવા પણ ન દેવી જોઇએ. આપણા વિચાર શીલ રૂષિ મુનિઓ અંધ-શ્રદ્ધાના અનુયાયિ નહોતા, તે સમયને યાદ કરો કે જે વખતે યુરોપમાં વિચાર સ્વાતંત્ર્યનું નામ સુદ્ધાં પણ નહોતું. બિચારા ગૈલિલિયોને જેલમાં પડ્યા રહેવું પડ્યુ હતું, અને નવિન જ્ઞાનનું સંપાદન કરનારાઓને જીવતાજ બાળી દેવામાં આવતા હતા. ત્યારે તે દિવસોમાં આપણા ઋષિ મુનિયો સત્યને અનુસારજ ઉપદેશ આપી રહ્યા હતા. જ્ઞાનીને તે ઉંચી પદિ આપતા હતા. તેને તે મહાન માનતા હતા, જેથી આપણે પણ જ્ઞાન સંપાદન કરી આપણી ખોયેલી પ્રતિષ્ટા પ્રાપ્ત કરવાને માટે અવિરામ પ્રયત્ન કરવો જોઇએ

આ જડ-ચેતન જગત્‌ને ચલાવનાર અને તેમાં સમાન રૂપે વ્યાપી રહેલ કોઇ એકજ અનિર્વચનીય શક્તિ છે. તેને ગમે તો ઈશ્વર કહો, આત્મા કહો, પરમાત્મા કહો કે પરબ્રહ્મ કહો તે સર્વમાં જાગૃતજ છે. सर्वंखल्विदं ब्रह्म.



# कार्यसिद्धिना उपायो.

કોઇપણ કાર્યને આરંભ કર્યા પછી તે ઉત્તમ પ્રકારે સિધ્ધ થાય તેવું દરેક માણસ ઇચ્છે છે નજીવા કામમાં પણ ફળ પ્રાપ્તિની આશા રહે છે, તેમ કરોડો રૂપિયાનો વ્યાપાર વધારવામાં કે રાજ્ય ચલાવવામાં પણ ફળની સિધ્ધિની આશા રાખવામા આવે છે. કેમકે નાનું કે મોટું તોપણ તે કામજ છે. પ્રયત્નનું ફળ મળવુંજ જોઇએ. ઘણા માણસો વ્યવહારમાં પોતાને કરવાનાં કાર્ય શી રીતે સિદ્ધ થઇ શકે તેની શોધ કરે છે. કેટલાક વિદ્વાન થવામાં, કેટલાક ધન કમાવામાં, કેટલાક ધારેલાં કાર્ય સિદ્ધ કરવામાં સિદ્ધિ મળે એવી આશા રાખે છે. કોઈ પણ કાર્યને સિદ્ધ કરવામાં સમયની જરૂર પડે છે. સમય થોડો હોય છે અને કામ કરવાનું ઘણું હોય છે, છતાં પણ તેને ઘણા માણસો નકામો ગુમાવી દે છે. આપણે દરરોજના જીવન ક્રમને તપાસી શું તો આપણે કેટલો સમય નકામી બાબતોમાં ગુમાવીએ છીએ તે જણાઈ આવશે.

કાર્યની સિદ્ધિ કરવાની ઇચ્છાવાળાએ પ્રથમ સમયની કીંમત આંકતાં શીખવું જોઇએ. નકામી કુથલીમાં, ગપ્પાં મારવામાં, અને એવાંજ માલ વગરના કામોમાં અનેક માણસો પોતાના સમયને નકામો ગુમાવી દેતાં જરાપણ ડરતા નથી. ઘડીઆળ તરફ નજર કરો. જો તે નિયમસર ચાલતી ન હોય અને ઘડી ચાલે વળી ઘડી બંધ પડે, વળી પાછી ચાલે તો તે ઘડીઆળ શું બરોબર ટાઇમ આપી શકશે ? નહીંજ. જેવી સમયની કીંમત ઘડીઆળને છે, તેવીજ કીંમત માણસોએ પોતે પોતાના સમયની ગણવાની છે. એક પળ પણ નકામી ગુમાવવી એ આપણને નુકશાન કરનારી છે.

જ્યારે મનુષ્ય સમયની ઉપયોગિતા સમજશે ત્યારેજ તેનામાં મહત્તા, યોગ્યતા વિગેરે ઉચ્ચ ગુણો આવવા લાગશે. મનુષ્યમાં ભલેને બીજા ગમે તે ગુણો હોય તો પણ જ્યાંસુધી તેને સમયની કીંમત હોતી નથી, તેમ પ્રાપ્ત થયેલા ટાઇમનો સદુપયોગ કરતાં શીખતો નથી, ત્યાંસુધી તેનાથી કોઇ પણ કાર્ય સિદ્ધ થઈ શકતું નથી. ખરૂં જોઇશું તો સમયનો દુરૂપયોગ કરનારાઓને કોઈ પણ વખત સારો મળી શકતોજ નથી. જે સમયને વ્યર્થ ગુમાવી દે છે તેજ સમયમાં પ્રયત્ન કરવાથી તેના કાર્યની સિદ્ધિ થઇ શકે તેમ છે.

*જે જે માણસોને પોતાનું કર્તવ્યપાલન કરવાની ઇચ્છા હોય, જેને પોતાના આત્મ-*જીવનમાંજ સફળતા મેળવવાની ઇચ્છા હોય, તેણે સર્વથી પહેલાં તો સમયનું મૂલ્ય સમજવું જોઇએ. પોતાની યોગ્યતા, શક્તિ અને સાધનો કરતાં પણ સમય એજ તેની સંપત્તિ છે, તેથી તેમાં બને તેટલો લાભ મેળવી લેવાને પ્રયત્નશીલ રહેવું જોઇએ. ઘણીજ દુઃખની વાત તો એ છે કે, લોકોને નકામો ગુમાવી દેવાનો સમય ઘણોજ મળે છે; પરંતુ કોઈ ઉપયોગી કાર્ય કરવાને માટે તો તેને બીલકુલ સમય મળતોજ નથી.

ઘણા લોક એવા મળશે કે જે પરોપકાર કરવાને ઉત્સુક હોય, સેંકડો રોગીઓની શુશ્રુષા કરવાને અને ઘણાનાં દુઃખનું નિવારણ કરવાને તૈયાર હોય છે, પણ શું કરે તેમને સમય મળતો નથી. આવા લોકોને પૂછીશું તો કહેશે કે શું કરીએ અમારો સઘળો સમય ઉપયોગી અને આવશ્યક કાર્યોને કરવામાંજ વીતી જાય છે. પણ તે ઉપયોગી અને જરૂરનાં કર્તવ્ય તે સમયના દુરૂપયોગ સિવાય બીજું કાંઇજ હોતું નથી. સમયનો દુરૂપયોગજ તેને એટલો બધો દરિદ્ર બનાવી દે છે કે તે જીવનયાત્રાનો નિર્વાહ કરવામાં હમેશાં અસમર્થ થઇ જાય છે.

સમયનો સદુપયોગ કરવાની ઇચ્છા રાખનાર જો વ્યવસ્થાપૂર્વક કામ કરે તો તેને જોઇએ તેટલો સમય મળે તેમ છે. દરેક કાર્ય કરવાને માટે એક સમય નક્કી કરી રાખવો જોઇએ અને દરેક કામ તેના નિયમિત વખતેજ કરવું જોઇએ. તેમ કર્યા સિવાય ઉત્તમ ફળ મળી શકતુ નથી.

મનુષ્યે સમયઉપર કાબુ મેળવવો જોઇએ અને તેથી ઠરાવેલા સમયે ઠરાવેલું કામ કરવાથી સમય નકામો જતોજ નથી, અને આ પ્રકારે નિયમિત સમયે નિયમિત કામ કરવાથી ઘણાં કાર્યો થઇ શકે છે. અનિયમિત સમયે કામ કરતાર માણસ જે કામ અઠવાડીયામાં નથી કરી શકતો, તે માણસ જો નિયમિત કામ કરે તો એકજ દિવસમાં કરી શકે છે; અને તેનું નામજ સમયનો સદુપયોગ છે. કામ કરનાર માણસોને નકામો સમય ગુમાવવાની ફુરસદ હોતીજ નથી. નકામો ગુમાવવાનો ટાઇમ તો સુસ્ત અને આળસુ માણસોનેજ મળે છે, તેમને કામ કરવાની ફુરસદ મળતી નથી, પણ ગપ્પાં મારવાની, પત્તાં રમવાની, ખેલ તમાસા જોવા જવાની વિગેરે એવાં અનેક કાર્યો કરવાની ફુરસદ હોય છે. પણ કામ કરવાની ફુરસદ હોતી નથી. આ લોકોને એવી ટેવ પડી જાય છે કે છેવટે, તેમનું આખું જીવન પૂર્ણ થતા સુધી તેમને કામ કરવાની ફુરસદ મળતી નથી. આવા માણસોને સમયની કીંમત હોતી નથી અને તેથી તેનો સદુપયોગ તે કરી શકતા નથી.

જે માણસો પોતાની એક ક્ષણ પણ નકામી ગુમાવતા નથી તેજ આ જગતમાં મહાન કાર્યો કરી શકે છે. એવાજ મનુષ્યો મહાપુરૂષો થઇ જગતપ્રતિ ઉપકાર કરી શકે છે. જે વખતનો બીજા માણસો દુરૂપયોગ કરે છે તેજ સમયનો તે લોકો સદુપયોગ કરી મહાન્ કાર્યો કરી શકે છે. તેઓ સમય આવશે ત્યારે કરીશું, આજે નહિ, કાલે કરીશું, એવી રીતે સમયની રાહ જોઇ બેસી રહેતા નથી, પણ જે ટાઇમ મળે છે તેને પોતાના કાર્યોની સિદ્ધિ કરવાના પ્રયત્નમાં ગાળે છે.

સારાં કામ કરવાને, ઉત્તમ વિષયો ઉપર વિચાર કરવાને અને જ્ઞાનની વૃદ્ધિ કરવાને માટે કોઈ પણ હાથમાં આવેલો વખત ગુમાવવો નહિ. જે વસ્તુને આપણે અત્યંત તુચ્છ સમજી ફેંકી દઇએ છીએ, તેજ વસ્તુ અત્યંત કીમતી જણાઇ આવે છે. કોઇ પણ વસ્તુને કે કોઈ પણ કાર્યને તુચ્છ ન સમજવું. હલકાં કામ કરવાનાં હોય તો તે પણ કાળજીપૂર્વક કરવાં. હલકાં કામ કાળજીપૂર્વક કરવાથીજ મહાન કાર્યો કાળજીપૂર્વક કરવાની ટેવ પડે છે. આવાં આવાં કાર્યો ઉપર ધ્યાન આપવાને બાળકોને પ્રથમથીજ શીખવાડવુ જોઇએ.

બાળકોના મન ઉપર નાનપણથીજ જે સંસ્કારોને ઠસાવવામાં આવે છે, તે તેના ભવિષ્યના જીવન ઉપર ઘણીજ અસર કરે છે. નાના કુમળા છોડ ઉપર કરેલાં ચિન્હ અથવા તે ઉપર લખેલા ઝીણા અક્ષરો તે વૃક્ષ થતાં મોટા જણાય છે. અને તે ચિન્હો કે અક્ષરો વૃક્ષના મોટા થવાની સાથે મોટા થતા જાય છે. તેવીજ રીતે જો બાળકોને નાનપણથીજ સમયની કીંમત સમજાવવામાં આવે, તેમ દરેક કાર્ય કાળજીપૂર્વક કરવાની ટેવ પાડવામાં આવે, તો તે બાળક મોટું થતાં સમયનો સદુપયોગ કરી શકશે અને નાનાં કાર્યો કરતાં કરતાં મહાન કાર્યો સર્વોત્તમપણે કરી શકશે. કોઈ પણ કાર્યની સિદ્ધિ મેળવવાની ઇચ્છા રાખનારે પ્રથમ સમયનો સદુપયોગ કરવો અને તેનું મહત્વ જાણવું એ બહુજ જરૂરનું છે. ટાઇમની વ્યવસ્થા રાખવાથી ઘણુંજ કામ થઇ શકે છે. વ્યવસ્થાપૂર્વક નિયમ-

સર કામ કરવાની ટેવ રાખવી એ એકજ ગુણ સિવાય અનેક ગુણ હોય તો પણ તે નકામા થઇ જાય છે અને મનુષ્યને ઉલટા દુઃખી અને અપરાધી બનાવે છે. જે માણસો વ્યવસ્થાપૂર્વક અને નિયમસર કામ કરનારા છે, તેમના કાર્યમાં વિઘ્નો ભાગ્યેજ આવે છે અને આવે છે તો ઘણાંજ થોડાં. વ્યવસ્થાપૂર્વક અને નિયમસર કામ કરવા માટે ચિત્તને શાંત અને પ્રસન્ન રાખવાની ઘણીજ જરૂર છે. સર્વ પ્રકારની વ્યવસ્થા કરતાં સમયની વ્યવસ્થા બહુજ જરૂરની અને ઉપયોગી છે. મનુષ્ય સમયની મદદથી જે ઇચ્છે છે તે કરી શકે છે. બુદ્ધિમાન્ મનુષ્ય સમયનો લાભ લઇ શકે છે. જ્યારે મૂર્ખ માણસ તેનાથી હાનિને વેઠે છે. જો દરેક માણસ આ વાતને સમજીને સમયનો સદુપયોગ કરવાનું શીખે તો આ જગતના અનેક ક્લેશો અને દુઃખો ઓછાં થઇ જાય તેમ છે.

સમયની વ્યવસ્થા કરવા માટે દરેક માણસે એકી વખતે એકજ કામ કરવું જોઇએ, સરળપણે ઘણાં કામ કરવાને માટે આજ ઉપાય છે. જે લોક એકી વખતે ઘણાં કામ કરવાની ઇચ્છા રાખે છે તેનાં દરેક કામ બગડે છે. તેમાં ખાસ જરૂરી હોય તેવાં કામ તરત કરવાં, તેને બીજી વખતે કરવાને માટે મુલતવી ન રાખો. જે લોકો હવે પછી કરવાને માટે કાર્યોને મુલતવી રાખે છે તેનાથી ઘણાં કામ થતાં નથી અને પડયાં રહે છે. અને તેમ કરવાથી ઘણીવખતે તો હાનિ પણ સહન કરવી પડે છે.

કાલે કરવાના કામને આજે કરો, અને આજે કરવાના કામને હાલ તુરતજ કરો. જો આપણે કાલનું કામ આજ ન કરી નાંખીએ તો ઓછામાં ઓછું આજનું કામ તો જરૂર પુરૂજ કરી નાંખવું જોઇએ. કેટલાક લોક કહે છે કે વિલંબથી થનારાં કામ સારાં થાય છે પણ આ કહેવું તે તેમની ભૂલ છે. ઘણાં કામ એવાં હોય છે કે વિલંબથી કરવાથી નષ્ટ થઇ જાય છે. કદાચ કોઇ મહત્વનું કામ હોય અને તે વિષે વિચાર કરવાને માટે કદી વધુ સમયની જરૂર હોય તો જુદી વાત છે; પણ ઘણા માણસો તો નજીવાં કામોને પણ વિચાર કરીને કરીશું એમ ધારી લંબાવે છે, એથી તેમને ભારે હાનિ થયા સિવાય રહેતીજ નથી.

આજના કામને કાલ ઉપર મુલતવી ન રાખવું. જે લોકો પોતાનું કામ રોજનું રોજ કરે છે તેમને કદી વધુ કામનો બોજો વેઠવો પડતો નથી. આપણે કદી આજનું કામ આજ પુરૂ ન કરીએ તો કાલે બે દિવસના કામનો બોજો વેઠવો પડે છે. અને જો તે દિવસે બે દિવસનું કામ ન કરી શકીએ અને વળી મુલતવી રાખીએ તો પાછું ત્રીજા દિવસનું કામ ચઢી જાય છે. આ પ્રમાણે માથે ઘણુંજ કામ ચઢી જવાથી અવ્યવસ્થા થતાં ગભરાઇ જવું પડે છે અને ઘણુંજ નુકશાન વેઠવું પડે છે, અને એક દિવસની આળસથી કે અસાવધાનતાથી આપણે ઘણા દિવસ સુધી મુશ્કેલીને સહન કરવી પડે છે.

જે કામ જાતે કરવાનું હોય તે કામ બીજાને ન સોંપવું. કેટલાક લોકોનો એવો મત છે કે જે કામ તમે જાતે કરી શકો તેમ હોય તે બીજાને ન સોંપવું, પણ વળી કેટલાકનો મત એવો છે કે, જે કામ તમે બીજાની પાસેથી લઇ શકો તેમ હો તે તમારે જાતે ન કરવું. ઘણું કામ કરનાર માણસોને માટે છેલ્લો સિદ્ધાન્ત વ્યાજબી છે, કેમકે તેને કરવાનાં અનેક કામ તે એકલો કરી શકતો નથી, તેમજ એકલે હાથે કામ કરવાથી કામની મર્યાદા વધારી શકાતી નથી. મોટાં મોટાં કાર્યાલયોમાં તો કામની વહેંચણી કરી દરેકને જુદું જુદું કામ સોંપી દેવું જોઇએ અને પોતે તો માત્ર તે કામોની દેખરેખ રાખવાનીજ હોય છે.

પરંતુ જે કામ ઘણુંજ જરૂરનાં હોય અને ખાસ આપણે પોતાનેજ કરવાનાં હોય તે બીજાને સોંપવાં ન જોઇએ. કારણ કે તેવાં કામ આપણા જેટલાં ઉત્તમ રીતે બીજા કરી શકતા નથી. જેથી કદાચ બીજાને સોંપવામાં આવે તોપણ આપણને તેથી સંતોષ થતો નથી અને જેથી તેને સુધારવાને માટે પાછું આપણેજ ધ્યાન આપવું પડે છે. અને જેથી એક કામમાં બમણો વખત લાગે છે. પરંતુ જો ખાત્રીજ હોય કે તે કામ આપણી માફકજ ઉત્તમ રીતે બીજા કરી શકશે અને તમે જાતે તે સમયમાં બીજું કામ કરી શકો તેમ હો, તો પછી તે કામ બીજાને સોંપવું સારૂં છે.

કોઇપણ કાર્ય કરવામાં ઘણીજ ઉતાવળ અને લપલપાટ ન કરવો જોઇએ, કારણ કે તેથી ઘણીવાર હાનિ વેઠવી પડે છે. આપણે જોઇશું તો ઘણા લોકો રોજના સાધારણ વ્યવહારો, કાર્યો અને વાતચિત વિગેરેમાં ઉતાવળ કરવાથી નુકશાનને સહન કરે છે. કેટલાક લોકોનો સ્વભાવ ઉતાવળીયો હોવાથી તેમને વારંવાર નુકશાન સહન કરવું પડે છે. માટે જે કામ કરવું તે શાંતિ અને સ્થિરતા પૂર્વક કરવું જોઇએ. વળી ઘણા એવા હોય છે કે જે કામ એક કલાકમાં થાય તે કામ કરવાને તેનો આખો દિવસ ચાલ્યો જાય છે, તેમ ઢંઢા પણ થવું ન જોઇએ. જે કાર્ય કરવામાં જેટલો વખત જરૂરનો હોય તે વખતથી વધારે વખત લેવો એ આળસુ અને સુસ્ત માણસોનું કામ છે.

કોઇપણ કામ આરંભ કર્યા પછી વચ્ચે વચ્ચે થોડી વિશ્રાંતિ લેવી જોઇએ, જેથી તે કામ જલ્દીથી થઇ શકે છે. વળી કોઈ કાર્ય કરવાને માટે જરાવાર વચ્ચે વિશ્રાંતિ લેવા કરતાં, તે કામ પૂર્ણ કર્યા પછી વધુવાર વિશ્રાંતિ લેવી એ ઉત્તમ રીત છે. કદાચ વચ્ચે વિશ્રાંતિ લેતાં વળી કોઇ સંકટ કે વિઘ્ન આવી પડે તો કામ અટકી જાય છે અને પસ્તાવું પડે છે. કદાચ તેમ ન બને તેમ હોય તોપણ બનતા સુધી વચ્ચે વિશ્રાંતિ લેવી તે ઘણીજ થોડા સમય લેવી. કેમકે તે પછી આપણે બીજા કામ પણ કરી શકીએ. પોતે કરવાનાં કામોમાં આપણાથી વધુ અનુભવી માણસોની સલાહ લેવી એ ઘણુંજ સારૂં છે. અને તેનાં કામ અને રીતભાતની પોતાના વ્યવહારમા મદદ લેવી જોઇએ. કાર્ય કરવાની પોતાના વ્યવહારમાં મદદ લેવી જોઇએ. કાર્ય કરવાની ઇચ્છાવાળાએ તો તેમાં સફળતા પ્રાપ્ત કરવાને માટે સંસારના તે કાર્યના અનુભવિ અને વિદ્વાનોની સલાહ લેવી એ ઘણીજ કીંમતી થઈ પડે છે. સમયનો સદુપયોગ કરવામાં તેમની ઘણીજ મદદ મળે છે. કોઇ પણ માણસને વિજય મળવામાં સમયનો સદુપયોગજ કારણભૂત હોય છે. કોઇ પણ માણસ જુવો કે જેણે પુરૂષાર્થથી મહાન પદને મેળવ્યું હોય, જેણે પોતાની બુદ્ધિ અને વિદ્યાવડે સંસારના ઉપર ઉપકાર કર્યો હોય, જેણે દેશ હિતૈષિતાથી પોતાના દેશને લાભ આપ્યો હોય, જેણે પરોપકાર બુદ્ધિથી ઘણાનું કલ્યાણ કર્યું હોય; તેવા માણસના જીવનક્રમ ઉપર તમે થોડી પણ દ્રષ્ટિ નાંખશો તો તમને સ્પષ્ટ જણાશે કે તેણે સમયનો ઘણીજ સારી રીતે અને પૂરેપૂરો ઉપયોગ કર્યો છે. તેણે એક ક્ષણ પણ કદી વ્યર્થ ગુમાવી નથી.

વ્યાપારમાં પણ તેવાજ લોકોએ સર્વથી અધિક વિજય મેળવેલો જણાશે કે જેણે પોતાના સમયની એક ક્ષણ પણ નકામી ગુમાવી નથી. સાધારણ દુકાનદારના પ્રતિ લક્ષ આપીશું તો તેમાં પણ જે સફળતા મેળવવાની યોગ્યતાવાળા હશે તે સવારમાં સર્વના પહેલાં પોતાની દુકાન ઉઘાડશે, અને સાંજે સર્વના કરતાં મોડી બંધ કરશે. જ્યારે જે લોકો

સફળતા મેળવવાને યોગ્ય હોતા નથી અને જેના ભાગ્યમાં હંમેશાં દુઃખ ભોગવવાનુંજ લખ્યું હશે તેમની દુકાન કોઈ કોઈ વાર તો દોઢ પહોર દહાડો ચઢયા પછીજ ઉઘડશે અને ઘણીવાર તો ત્રીજા પહોરથીજ બંધ થશે. વળી સામાજીક તહેવાર કે મેળા વિગેરે જોવા જવાનું હશે ત્યારે તો તે દુકાન ઉઘાડશેજ નહિ, તેમ વહેલી દુકાન ઉઘાડનારની મશ્કરીઓ પણ કરવા લાગશે એવા લોકો વ્યવહારમાં જ્યાં હોય છે ત્યાંજ પડયા રહેશે, અને સાથે બીજાઓને પણ પોતાના સગી બનાવવાને ઇચ્છે છે. પણ આ પ્રમાણે સમયની કિંમત જાણનાર વેપારીઓ જ્યારે હજારો રૂપિયા સહેલથી કમાઈ શકે છે ત્યારે તેને વ્યર્થ ગુમાવનારા તો તેના મો સામુ જોયાંજ કરતા હોય છે.

દરેક મનુષ્યે પોતાના સમયની પૂરી વ્યવસ્થા કરી રાખવી જોઇએ જે કામને માટે જે વખત નકી કરી રાખ્યો હોય તે કામ તેજ વખતે કરવુ જોઇએ. જો તેમ નિયમિત કામ કરવાની વ્યવસ્થા નહિ રાખે તો ઘણો સમય નકામો જતો રહેવાનો અને કરવાનાં કામ બાકી પડી રહેવાનાં. પણ જે ઠરાવેલા સમયે ઠરાવેલાં કામ કરવાની ટેવવાળા હોય છે તેઓ ઘણીવાર તો બે ત્રણ માણસોનું કામ એકલાજ કરી શકે છે.

કોઇ પણ કાર્યની સિદ્ધિ મેળવવાની આશા રાખનારાએ તો પ્રથમ સમયનું મહત્વ જાણવાની અને તે પ્રમાણે પોતાની એક ક્ષણ પણ નકામી ન ગુમાવતાં નિયમસર ઠરાવેલા સમયે ઠરાવેલું કામ કરવુંજ જોઇએ. આ પ્રમાણેની ટેવ રોજના અભ્યાસથી પડી જવાની અને તેથી ધારેલું કાર્ય પણ ઉત્તમ રીતે સિદ્ધ થઇજ શકવાનું.

અપૂર્ણ.

---

## कवि भूषणभट.

( લેખક—પરિખ મણિલાલ કેશવલાલ અમદાવાદ. )

गद्ये कृतेऽपि गुरुणा तु तथा क्षराणि।
यन्निर्गतानि पितुरेव समेऽनुभाव ॥
एकच्छका मृतरसास्पद चंद्रपाद ।
संपर्क एवही मृगांकमणेर्द्रवाय ॥ ३ ॥
बीजानि गर्भित फलानि विकास भाञ्जि।
वात्रेव यानुचित कर्म बलात्कृतानि ॥
उत्कृष्ट भूमिविततानि च यान्ति पोष।
तान्यवे तस्य तनयेन तु संहृतानि ॥ ४ ॥

જેમ ચંદ્રકાંત મણિના પ્રકાશમાં અમૃત રૂપી ચંદ્રનાં કિરણોનો સંપર્ક કારણ રૂપ છે તે પ્રમાણેજ પિતાએ કરેલા ગદ્યમય ગ્રંથ ગરખા અક્ષર (વાણી) મારા મુખમાંથી નિકળવાને પિતાનો પ્રભાવ (સંપર્ક)જ કારણ છે. જેમ ઉત્તમ બીજ કમાળ જમીનમાં કોઈ વાવે છે અને તેને પાણી વગેરે પાય છે તો તે ઉત્તમ અને અંકુર કરવા યોગ્ય થાય છે; તેમ મારા પિતાનાં ગર્ભિતાર્થાદિક વડે યુક્ત એવાં બીજ 'હર્ષચરિત' 'કાદંબરી',

ઇત્યાદિને ઉત્તમ ભૂમિમાં વાવીને રસયુક્ત કરવાથી વિકાસ પામી ઉત્તમ પ્રકારે પોષણ મળ્યું છે, તેનાં મીઠાં ફળ તેના પુત્રને આપતાંજ મળવાનો યોગ પ્રાપ્ત થયો છે."

ભૂષણભટે ઉત્તરાર્ધના આરંભમાં કિંવા છેવટે પોતાનું નામ ન ધાલતાં તે ગુપ્ત રાખ્યું છે. આનું કારણ પિતૃભક્તિના લીધે ( સર્વ ગ્રંથ પોતાના પિતાનેજ નામે પ્રસિદ્ધ થાય એ ઉદ્દેશથી તેણે પોતાનું નામ પ્રગટ ન કરતા ઇરાદાપૂર્વક ગુપ્ત રાખેલું હોય એમ જણાય છે.' એમ કૈ૰ વિષ્ણુ શાસ્ત્રી ચિપલુન કરે પોતાના "સંસ્કૃત કવિ પંચક" નામના ગ્રંથમાં બાણભટ્ટના નિબંધમાં લખેલુ છે; પરંતુ તેમ હોય તો,—

यातेदिवं पितरि तद्वचसैव सार्धं ।
विच्छेद माप भुवियस्तु कथा प्रवन्धः ॥
दुःखं सतां तदसमाप्ति कृतं विलोक्य ।
प्रारब्ध एव सपयान कवित्व दर्पात् ॥ ५ ॥

એમ તે કહેત નહિ તેણે પોતાનું નામ ન ધાલવાનું કારણ એમ સમજાય છે કે 'પિતાની કૃતિ આગળ પોતાની કૃતિ કાંઇજ નથી' એવો વિનય દર્શાવવાની ખાતર તેણે એમ કર્યું હશે ।

ઉત્તરાર્ધના પુર્વે ભૂષણભટે લખેલી આપદમય પ્રસ્તાવના પરથી તેનો સ્વાભાવિક અને બુદ્ધિ સંસ્કારજન્ય વિનય સ્પષ્ટ દેખાય છે.' તેજ પ્રમાણે તેનું કાવ્ય રચના ચાતુર્ય પણ ઉત્તમ પ્રકારે નજરે આવે છે. આ પ્રસ્તાવના વાંચતાં મનની કાંઈક ચમત્કારીક સ્થિતી થાય છે. કથાની નાયકા પર્યંત એકદમ પહોંચીને આપણા કવિ પુર્ણ યુવાવસ્થામાં પ્રવેશ કરે છે એટલામાંજ તેમના આયુષ્યની મર્યાદા પુર્ણ થઇ અને આ અપ્રતિમ ગ્રંથ તેવીજ સ્થિતીમાં અપુર્ણ રહ્યો એ જોઇને મન ઘણુંજ ઉદાસ થાય છે અને તેથી પાછળનું મંગળાચરણ પણ જાણે અમંગળ દેખાય છે. તે પછીનાં કાવ્યો પ્રસ્તાવના રૂપ છે છતાં પણ જાણે તે કવિના સંબંધમાં વિલાપ કરતાં હોય એમ દેખાય છે; અને તેમાંના વૃતના મંદપણાને લીધે મનમાં એ વૃત્તિ ઉત્પન્ન થવાને કારણ મળે છે. તેમજ વંશપરંપરાથી ક્વચિત ઉતરતા જે બુદ્ધિ ગુણ વગેરે આ પિતા પુત્રમાં આવેલા જોવાથી કદિ ન ન બનેલી હકીકત—એટલે પિતાએ કરેલી કૃતિ પુત્રના હાથે પુર્ણ થવી—આ પ્રસંગે બનેલી જોઇ મનને ઘણું કૌતુક લાગે છે; અને આટના મોટા સાહસ કાર્યમાં તેને શી રીતે યશ પ્રાપ્ત થશે એ પણ શંકા રહે છે, પણ ગ્રંથ જેમ જેમ વાંચતા જઇએ છીયે તેમ તેમ તે કમી થતાં થતાં આખરે તેને ધન્યવાદ મળે છે.—

સદરહુ કવિની ઉપલબ્ધ થયેલી થોડી ઘણી માહિતી ઉપર આપી છે. તેજ પ્રમાણે તેના કાવ્ય સબંધે પણ જે લખવાનું હતું તે ઉપર લખવામાં આવ્યું છે આથી વિશેષ માહિતી આપી શકતા નથી.

## કાદમ્બરીના ઉત્તરાર્ધનો સારાંશ.

કથા આરંભમાં આવતો પોપટ પૂર્વ જન્મમાં ચંદ્રાપીડનો મિત્ર એટલે તારાપીડનો મંત્રી જે શુકનાસ પ્રધાન તેનો પુત્ર વૈશંપાયન હતો. તે દિગ્વિજય કરવા નિકળેલા સૈન્યની સાથે હતો તે જ્યારે ચંદ્રાપીડને શોધતું મહાશ્વેતાના આશ્રય સમિપ આવી પહોચ્યું.

કના સંસ્થાનની હદમાં શમીનું ઝાડ઼ટવું માલુમ પડવાથી રાજા ત્યાં પુજા કરવા લાગ્યો, એટલામાં ઘણા માણસો લઇને તે સંસ્થાનનો રાજા ત્યાં પૂજા કરવા આવી ચઢયો. અને ત્યાં પૂજા કરવાનો કોનો હક છે તે બાબત ભારે તકરાર ઉભી થઇ. અને તે તકરારનો નિર્ણય તલવારની અણીથી કરવાને ઉભય પક્ષે યાર થઈ ગયા. પણ એકત્ર થયેલા બ્રાહ્મણોને લાગ્યું કે હમણાં જો યુદ્ધ શરૂ થશે તો હક્ષીણા જતી રહેશે તેથી તેઓ વચ્ચે પડયાને ઉભય પક્ષને સુર્યાસ્ત થયા પછી યુદ્ધ થાય નહી એવો ક્ષાત્ર ધર્મ સમજાવીને શાંત પાડયા, પણ યુદ્ધની વાત નીકળી તેથી પરાંઙ મુખ થવાય નહિ એમ સમજી બીજે દિવસે પહો ફાટતાં યુદ્ધ કરવાનું નક્કી થયું. અને બંન્ને પક્ષે રાજ્યધાનીમાંથી તથા સંસ્થાનમાંથી બીજા માણસોને યુદ્ધનાં તેડાં મોકલ્યાં અને તેવી હકીકત પોતપોતાની રાણીઓને કહાવી મોકલી.

કુંવરી બાલુભાની માતા ઘણીજ હોશીઆર અને દક્ષતાવાળી હોવાથી પોતાના પક્ષના તમામ બહાદુર નરોને તરત ખબર મોકલાવી આપી અને રણધીરને પણ પોતાના જોખમે છુટો કર્યો ને કહ્યું કે રાજાનું લુણ હલાલ કરવાનો આ તમને ઉત્તમ સમય પ્રાપ્ત થયો છે.

ગરજને લીધે છુટો કરવામાં આવ્યો છે એમ સમજાતાં રણધીરમાં કુદરતી વૈરાગ્ય પ્રજ્વલીત થયો અને પ્રથમ વિચાર સામા પક્ષમાં મળી જવાનો થયો. અને વિચાર કરતાં કરતાં તે પોતાના મિત્ર એક વાણીઆને ઘેર ગયો અને બધી હકીકત પૂછી વાકેફ થઇને તેની સલાહ પૂછી. તેથી વાણીઆ મીત્રે જેનું લુણ ખાધું તે હલાલ કરવાની સલાહ આપી. પણ તે કડવી લાગી છેવટે હજાર પ્રકારથી યુક્તિ પૂર્વક કહેવા છતાં અસર ન થવા લાગી ત્યારે તે મિત્રે છેવટનો સચોટ અસર કરનારો ઉપાય અજમાવ્યો અને ધીમેથી કહ્યું "આપણા રાજા હારશે તો બાલુભાને સામાવાળા લઇ જશે." બસ! આ શબ્દોથી રણધીરને વીજળીક અસર થઇને તે હથીઆર લઇને દોડયો અને નજીકના ગામડાંઓમાં પોતાના ખાસ અનુચરો તથા મીત્રો રહેતા હતા તેમને એકઠા કર્યા. અને શમી વૃક્ષ તરફ પ્રયાણ કરવા માંડયું.

સુર્યોદય થયો અને રાત્રે મીત્રની માફક સુતેલા સામા પક્ષના રજપુતો હવે હથીઆર ચલાવવા લાગ્યા. રણધીરવાળા રાજ્યનો પરાજય કમી માણસોને લીધે થશે. એવાં ચીન્હ દેખાવા લાગ્યાં અને રાજાને જીવતો પકડી લેવા કેટલાક સામા પક્ષનાં માણસો તેની આજુબાજુ ફરી વળ્યાં, તેમ તેમ તે વધારે સૌર્યથી લડવા લાગ્યો અને થોડા વખતમાં ઘણાં માણસોને સ્વર્ગ તરફ વિદાય કર્યાં, તેથી તેને જીવતો પકડવાને બદલે મારી નાંખવાનો સામા પક્ષે સંકેત કર્યો અને ઉપરા ઉપરી તરવારો તેના પર ઉછળવા લાગી. હા! એટલામાં રણધીર પોતાનાં ખાસ માણસોને લઇને ધાઇ આવ્યો, અને તેના માણસો જે મજબુત અને રણધીરના હાથ નીચે કેળવાયલાં હતાં તેમણે રણભૂમી પર હારેલી બાજી ફેરવીને જીત મેળવી અને ટુંક સમયમાં પોતાના રાજાનો પ્રાણ ભયમાંથી બચાવ્યો. સામો પક્ષ પણ એવો મરણીઓ થઇને ઘુમ્યો કે તેમાંથી એક પણ માણસ જીવતો પોતાને ઘેર ગયો નહી પણ સર્વેએ ત્યાંજ સમાધી કરી.

વીજયી પક્ષ પોતાની રાજધાનીમાં આવ્યો. રણધીરની સાથે તેની પ્રીયતમા બાલુભાનાં લગ્ન રાજાએ કરી આપ્યાં પણ તે સુખનો લાંબો ઉપભોગ તે યુગલ કે તે રાજ્ય કરી શક્યું નહી. કારણ બીજે વર્ષે મુસલમાન ફોજ ચઢી આવી અને તમામ શુરવીરો માર્યા ગયા ને બાલુભાએ શીયળ બચાવવા આપઘાત કર્યો

શમીના બાટવા માટે લડી મરનારા બહાદુર રજપુતો!! નાહક કુસંપ અને નજીવી તકરારોમાં તમે પ્રાણ ખોયા અને યશ ગુમાવ્યો!!!

# सबमेरीन

સબમેરીન એને કહેવામાં આવે છે કે જે નાવ પાણીની ઉપર પણ તરે છે અને પાણીની નિચે પણ રહીને ચાલી શકે છે. આ પ્રકારના નાવે આ લડાઇમાં ઘણુંજ નુકશાન કર્યું છે, આજ સુધી એમ સમજવામાં આવતું હતું કે જે જાતિની પાસે મોટામોટા શકિતશાળી જંગી જહાજ અધિક હોય તે સંસારમાં સર્વ કરતાં વધુ શકિતવાન છે, પરંતુ આ સબમરીનના આવિર્ભાવે આ વિચારોમાં ઉલટુંજ કરી દીધું છે. હાલ જે દેશની પાસે સર્વથી અધિક ત્વરાવાળી સબમેરીન હોય છે તે બીજા દેશોને, તેમની પાસે મોટી મોટી સ્ટીમરો હોવા છતાં પણ છક કરી નાંખે છે. આધુનિક સબમેરીનનો આવિષ્કાર ૧૮૯૩ની લગભગ એક અમેરિકાવાસીએ કર્યો હતો. તેનું નામ મિસ્ટર હોલેંડ હતું, તે પછી બીજા ઘણા માણસોએ તેમાં ઉન્નતિ કરવાનો આરંભ કર્યો. વિજળીના નવિન આવિષ્કાર અને તેલનાં એંજીનની કરામતને લીધે સબમેરીનની ઉન્નતિ વિશેષ થઇ છે કેમકે સબમરીનમાં એ એક વિશેષતા છે કે તે પાણીની અંદર હોવા છતાં પણ તે અંદર હોવાનું કાંઇ પણ ચિન્હ ઉપરથી શત્રુને જણાઇ આવતું નથી. તેમાં મોટર ગાડીના જેવું તેલથી ચાલનારૂં એક એંજીન હોય છે. તે વજનમાં તો હલકું પરંતુ ચાલવામાં ઘણુંજ તેજ અને શકિતમાં ઘણોજ ભાર ખેંચનારૂં હોય છે. એ એંજીન જ્યાં સુધી પાણીની ઉપર સબમરીન હોય ત્યાં સુધી તેને ચલાવી શકે છે. એ એંજીન સિવાય તેમાં વિજળીની બેટરી અને મોટર પણ હોય છે કે જે વીજળીના જોરથી પાણીની નીચે સબમરીનને ચલાવી શકે છે. વિજળીમાં એંજીનની માફક ધુમાડી નીકળતી નથી, જેથી સબમરીન હમેશાં શત્રુઓની વચમાં ગુપચુપ આવી જઇ શકે છે.

પ્રથમની સબમરીન વીસ ગજ લાંબી અને ચાર ગજ પહોળી હતી. તે અંગરેજોને માટે બનાવેલી હતી. તેમાં ૩૬૦૦ મણ બોજો ભરી શકાતો હતો. તેને ચલાવવાને માટે ૧૯૦ ઘોડાની તાકાદવાળું એક એંજીન જોડવામાં આવતું હતું, તેનો દેખાવ સિગારેટ (ચિરૂટ) ના જેવો હતો કે જેથી પાણીનો ધક્કો ઓછો લાગે. આજકાલ પણ એજ આકારની સબમરીનો બનાવવામાં આવે છે; પણ તેનો આકાર ઘણોજ મોટો બનાવવામાં આવે છે. હાલ તેમાં ઘણુંજ શકિતવાળું એંજીન લગાવવામાં આવે છે.

જુદા જુદા દેશોની સબમરીનોનાં નામ જુદા જુદા અક્ષરોના આધાર પર રાખવામાં આવ્યાં છે. જર્મન સબમરીન "યુ-૧" 'યુ-૨' ઈત્યાદિ. (U-1, etc.) કહેવાય છે. બ્રિટિશ સબમરીનોને " ઈ-૧, " "ઈ-૨" વિગેરે (E-1) કહે છે. બ્રિટિશ ગવર્નમેન્ટને માટે જે સબમરીન પહેલ વહેલી બની હતી તેને "એ" (A) કહેતા હતા. તે ૧૦૦ ફીટ લાંબી, ૧૩ ફીટ પહોળી હતી અને ૧૮૦ ટન વજન જળની નીચે લઇ જતી હતી. તેને એક કલાકે આઠ માઇલના હિસાબથી લઈ જવાને માટે ૬૦૦ ઘોડાની શક્તિવાળું એંજીન લગાવવામાં આવતું હતું.

તે પછી તેથી મોટી 'બી' (B) નામની સબમરીન બની; પછી 'સી' અને 'ડી' નામની અને આજ કાલ 'ઇ' નામની સબમરીનો બને છે. જેની લંબાઇ ૧૭૮ ફીટ, અને પહોળાઈ ૨૩ ફીટ હોય છે, અને જે ૮૦૦ ટન બોજો લઇ જઇ શકે છે. તેને ચલાવવાને માટે બે તેલનાં એંજીન નવ નવ સો ઘોડાના બળવાળાં લગાવવામાં આવે છે. તેમાં શત્રુની સ્ટીમરોને ડુબાડવાને માટે ૪ ટોરપીડો હોય છે અને ચાર ત્રણ ઇંચના મુખવાળી અને તેજ ગોળા ચલાવનારી જંગી તોપો પણ રહે છે.

હાલમાં એથી પણ મોટી અને વધુ શક્તિવાળી 'એફ' અને 'જી' નામની સબમરીનો બનાવવાનો પ્રયત્ન થઇ રહ્યો છે.

આ સબમરીનોમાં પાણીના ઓછામાં ઓછા ત્રણ હોજ હોય છે, જે એકબીજાથી એ પ્રકારે જોડે જોડે હોય છે કે એકનું પાણી બીજામાં જઇ શકે. તેમાંથી એક આગળ, બીજો, વચમાં અને ત્રીજો પાછળ રહે છે. જ્યારે સબમરીનને પાણીની અંદર લઇ જવાને માટે વજનને વધારવાની જરૂર હોય છે ત્યારે તે હોજ પાણીથી ભરી દેવામાં આવે છે.

એક સાધારણ નાવ પોતાના કદથી પાણીના જેટલા વજનને હઠાવી શકે છે તેટલુંજ વજન ભરીને તે પાણી ઉપર તરી શકે છે. એને માટે સબમરીનને ઉંડી બનાવવામાં આવે છે કે જેથી તે કદમાં તો મોટી થાય પરંતુ વજનમાં હલકી રહે. એથી અધિક પાણી કાપવાને અને અધિક બોજો ભરી શકવાને યોગ્ય થઇ જાય. જ્યાં સુધી નાવમાં ભરેલું વજન પાણી કરતાં હલકું હોય છે ત્યાં સુધી તે જળની ઉપર તરતું રહે છે અને પાણી કરતાં અધિક વજન થતાં તે પાણીમાં ડુબી જાય છે. જો સબમરીનને પાણીમાં ડુબકી ખાવાની જરૂર જણાય તો આ નિયમ પ્રમાણે તેના ખાલી હોજોમાં જેટલી ડુબાડવાની જરૂર પડે તેટલું પાણી ભરી દેવામાં આવે છે, જ્યારે તેને ઉપર લાવવાની જરૂર જણાય ત્યારે પાણીને પંપવતી બહાર કાઢી નાંખવામાં આવે છે. એથી નાવનું વજન ઓછું થાય છે અને તેથી તે પાણીની ઉપર તરવા માંડે છે. જ્યારે ઝેપ્પિનને અધિક ઉંચું લઇ જવું હોય છે ત્યારે તેમાંથી ભારે હવાને બહાર કાઢીને હલકી ગેસ ભરી દે છે અને કેટલુંક વજન કાઢી નાંખવામાં આવે છે, જેથી તે હલકું થઇને ઉપર ઉંચું ચઢી શકે છે. એવીજ રીતે તેને નીચે લાવવાને માટે હલકી ગેસ કાઢી નાંખીને ભારે વાયુ ભરી દેવામાં આવે છે, જેથી તે નીચે આવી શકે છે. એજ પ્રકારે સબમરીનને પણ ભારે કે હલકી કરીને નીચે ઉપર લઇ જઇ શકાય છે. ઝેપ્પિનનો ચાલવાનો આધાર વાયુ છે, અને સબમરીનને ચાલવાનો આધાર પાણી છે. પણ બંનેને માટે નિયમ એક છે.

પાણીની અંદર સબમરીનને કોઇ નિશ્ચિત ઉંડાઇમાં રાખવાને માટે ઘણી કઠીનતા પડે છે; કેમકે જોરથી ચાલતી વખતે તે નીચે ઉપર થયાં કરે છે. તે સિવાય થોડું યા વધારે પાણી તેમાં ભરાઇ જવાનો પણ ભય રહે છે. એથી સબમરીનના હોજોના ખુણામાં એક પ્રકારનું રબ્બર લગાવેલું રહે છે, જે ઇચ્છિત ઉંડાઈ પર જઇને કાંણાને ઉઘાડી દેવામાં આવે છે જેથી તેમાંનું પાણી નાવની બહાર નીકળી જાય છે અથવા અંદર આવી શકે છે એથી નાવ ઉપર કે નીચે જઇ શકતું નથી. પણ ધારેલે ઠેકાણે ટકી શકે છે. પાણીની શક્તિ સર્વ જગ્યાએ એક સરખી હોતી નથી. જેટલી ઉંડાઈ વિશેષ હોય છે, તેટલી પાણીમાં શક્તિ પણ વધારે હોય છે. એથી આ રબ્બરને હોજના કાંણામાં એવા પ્રકારે લગાવે છે કે તે એક ખાસ જોરથી કાંણાને ઉઘાડી દે છે. એ ખાસ બળ ખાસ ઉંડાઈ પર હોય છે; એથી ખાસ ઉંડાઇપર નાવ પહોંચતાંજ કાંણું ઉઘડી જાય છે.

જ્યારે વજન એક જગ્યાએથી લઇને બીજી જગ્યાએ મૂકવામાં આવે છે ત્યારે, તે વજન લઈ લીધેલી જગ્યા તરફ હલકાપણું થઇ જવાથી નાવનો તે ભાગ બીજી તરફથી ઉંચો થઈ જાય છે. ત્યારે તે વજનની જગ્યા ઉપરના હોજમાંથી સામી બાજુની જગ્યાના હોજમાં પાણી ભરી દે છે, જેથી નાવ સીધું રહે છે. આ નાવમાં શત્રુનાં વહાણો ઉપર હુમલા કરવાને માટે ટોરપીડો નામનાં શસ્ત્ર હોય છે. ટોરપીડો ભારે વજનની હોય છે. તેને

રાખવાને માટે ખાસ જગ્યા હોય છે. જ્યારે તે છોડવામાં આવે છે ત્યારે નાવની તે બાજુ હલકી થઈ જાય છે અને બીજી બાજુ ઉંચી થઈ જાય છે તેથી તે તરફ પાણી ભરી દેવામાં આવે છે.

ઉપર કહ્યું તેમ સબમરીનને ચલાવવાને માટે પાણીની ઉપર તો તેલનું એંજીન કામમાં લેવામાં આવે છે અને અંદર વીજળીની બેટરીથી કામ ચાલે છે. તેલ અને વરાળનું એંજીન ચલાવવાને માટે અગ્નિની જરૂર પડે છે. અગ્નિ તેલને ગેસ બનાવીને તેમાં એવી શક્તિ પેદા કરે છે કે તે એંજીનના પિસ્ટન નામના પુર્જાને ઠોકર દઈ દઈને આમ તેમ ચલાવી શકે છે. આ પ્રકારે વરાળથી ચાલનાર એંજીનને માટે પણ પાણીની વરાળ બનાવવાને માટે અગ્નિની જરૂર પડે છે, અગ્નિ પેદા કરવાને માટે ઑક્સિજન નામના ગેસનું હોવું જરૂરનું છે. આ ગેસ વાયુનો એક અંશ છે, અને તેથી અગ્નિ સળગાવવાને માટે પવનનું હોવું પણ જરૂરનું છે. પવન સિવાય અગ્નિ બળી શકતો નથી.

સબમરીન જ્યારે જળની અંદર રહે છે ત્યારે તેમાં રહેનાર મનુષ્યોના શ્વાસોશ્વાસને માટે વાયુનો સંગ્રહ કરી રાખવો પડે છે. આ વાયુ વડે તે જીવિત રહે છે. જ્યારે તે એકઠો કરેલો પવન બગડી જાય છે, ત્યારે વખત મળતાં તે ઉપર આવે છે અને તે બગડેલા પવનને બહાર કાઢી નાંખીને તેની જગ્યાએ શુદ્ધ હવા ભરવામાં આવે છે.

આ નાવમાં જગ્યાની તાણ રહે છે. જેથી વાયુ રાખવાનું સ્થાન પણ નાનું હોય છે. એથી એકત્ર કરેલી હવાને ઘણી હોશિયારી અને તંગીથી કામમાં લેવી પડે છે; કેમકે જેટલા વખત સુધી આ હવાને રાખીને લોક શ્વાસ લઈ શકે તેટલાજ વખત સુધી પાણીની અંદર સબમરીન રહી શકે છે; અને નાવની વધુ ખુબી તો એમાં છે કે તે અધિક વખત સુધી જળની અંદર રહી શકે. એથી આ એક સંઘરી રાખેલી હવાનો શ્વાસ લેવાના કામ સિવાય બીજા કામમાં ઉપયોગ થઈ શકતો નથી. તેલ યા વરાળનું એંજીન ચલાવામાં દેવતા સળગાવવાને માટે આ હવાનો ઉપયોગ કરવામાં આવતો નથી.

જેથી પાણીની અંદર નાવને ચલાવવાને માટે એવું એંજીન જોઈએ કે જે અગ્નિ સિવાય ચાલી શકે. એવું એંજીન વિજળીનુંજ હોઈ શકે છે. એથી આ નાવમાં વિજળીની શક્તિવાળી બેટરી રાખવામાં આવે છે. તેની સાથે વીજળીથી ચાલનાર એક મોટર એંજીન હોય છે. તેમાં વિજળી ભરનાર વિજળીનું એક ડાઇનમો (Dynamo) પણ રહે છે. જ્યાં સુધી નાવ જળની ઉપર વાયુમાં રહે છે ત્યાં સુધી તેને તેલવાળું એંજીન ચલાવે છે. એજ એંજીન વિજળી ઉત્પન્ન કરનારી કળ, ડાઇનમો, ને પણ ચલાવે છે. અહીં ડાઇનમો વિજળી ઉત્પન્ન કરીને તેને બેટરીમાં એકઠું કર્યા કરે છે. જ્યારે નાવ પાણીની અંદર ડુબકી મારે છે, ત્યારે તેલનું એંજીન બંધ થઈ જાય છે, અને બેટરીમાં એકઠી થયેલી વિજળીને ઉઘાડવામાં આવે છે જેથી વિજળીનું એંજીન અર્થાત મોટર ચલાવા માંડે છે અને પોતાની શક્તિથી નાવને પણ ચલાવા માંડે છે. જ્યારે બેટરી કામ કરતી હોય છે ત્યારે કેટલોક પ્રાણુ નાશક ગેસ તેમાંથી નિકળે છે, આ ગેસ એક બંધ જગ્યામાં એકઠો કરવામાં આવે છે, જે ઉપર જાય ત્યારે કાઢી નાંખવામાં આવે છે.

હવે સબમરીનમાં રાખેલાં કેટલાંક અદ્‌ભુત યંત્રોની વાત સાંભળો.—

**ટારપીડો**—સબમરીનમાં શત્રુ ઉપર હુમલો કરવાને માટે એક પ્રકારનું શસ્ત્ર રાખવામાં આવે છે, તેને ટારપીડો કહે છે. તેનો દેખાવ સબમરીનને મળતો છે, તે કોઈ વીસ

ફીટ લાંબી અને દોઢ ફીટ પહોળી હોય છે. તે લોઢાની બને છે, અને પોલી હોય છે. તેના પોલાણમાં ઘણોજ દારૂ ભરવામાં આવે છે. એની એક બાજુ એક નાનું એંજીન. રહે છે. તેની બગલમાં વાયુ દબાઇનેભરાઈ રહે છે. જ્યારે ટોરપીડોને તેની જગ્યાએથી છોડવામાં આવે છે, ત્યારે એંજીન વાયુની શક્તિથી ચાલવા લાગે છે, અને તેની પાછળ લગાવેલા ડાંડાને ચલાવીને ઘણીજ ઝડપથી તેને આગળ ફેંકે છે. તેની ગતિ શરૂઆતમાં દર કલાકે ૫૦ માઈલની થાય છે પણ આગળ જતાં ઘટી જાય છે. જ્યારે ટોરપીડો કોઈ કઠણ પદાર્થને અથડાય છે ત્યારે તેમાં ભરેલા ૫૦ મણ દારૂ ગોળામાં એકદમ અગ્નિ સળગે છે. અને તેના ધડાકાથી મોટાં ભયાનક તોફાન થાય છે. કે જે મોટાં મોટાં જહાજોને એક પલવારમાં ચકચૂર કરીને પાતાળમાં પહોંચાડી દે છે.

પેરિસ્કોપ—જો કે વિજ્ઞાનવેત્તાઓને એ વાતની પણ ખબર છે કે સૂર્યનું તેજ પાણીમાં પણ વાયુની માફક જઇ શકે છે. પરંતુ તેઓ હજુ સુધી જાણી શકયા નથી કે પાણીની અંદર સૂર્યના તેજથી કેવી રીતે કામ લેવું. કેમકે હલકા પદાર્થ વાયુમાંથી નીકળીને જ્યારે તે તેજ ભારે પદાર્થ પાણીમાં પ્રવેશ કરે છે ત્યારે તેનાં કિરણો વાંકાં થઈ જાય છે એથી કંઇનો પદાર્થ કંઇ જોઈ શકાય છે. એથી પાણીની અંદર રહીને પાણીની બહારના પદાર્થોને જોવાને માટે સબમરીનમાં પેરિસ્કોપ નામના યંત્રથી કામ લેવું પડે છે. આ યંત્ર દૂરબીનના નિયમોના આધાર પર બનાવવામાં આવ્યું છે. નાવની ઉપર એક લાંબો નળ લગાવેલો હોય છે. જેની ટોચ ઉપર એક ત્રિકોણ શિશો લગાવેલો રહે છે. આ શીશા વડે પાણીની ઉપરની સઘળી વસ્તુઓનો દેખાવ પાઇપમાં થઇને નીચે સબમરીન સુધી જઈ શકે છે. પાઈપમાં એક બીજો ત્રિકોણ શીશો લગાવેલો હોય છે જે આ દેખાવને એક તેજ દુરબીન સુધી પહોંચાડે છે, ત્યારે આ દૂરબીન દ્વારા સબમરીનના ઓફીસર સર્વ વસ્તુઓને દૂર સુધી જોઇ શકે છે પાઇપને નીચો ઉંચો પણ કરી શકાય છે. જેથી નાવ ગમે તેટલું નીચે જવા છતાં પણ તે પાણીની ઉપર રહી શકે. ભરતી વખતે પાણીની છાલકો પાઈપની ટોચપર લગાવેલા શીશા પર પડે છે જેથી તે બહારની, વસ્તુઓના કિરણો નીચે સુધી પહોંચતાં નથી, એ અડચણોને દૂર કરવાને માટે પાઇપની ટોચ પર એક શીશીમાં સ્પિરિટ રાખવામાં આવે છે. તે પાણીની છાલકોને હટાવી દેછે. વાયુમાં સ્પિરિટ વરાળ બની જાય છે અને પોતાની સાથે પાણીનાં ટીપાંને પણ વરાળ બનાવી તે ઉડાડી દે છે. ખરૂં કહીયે તો પેરિસ્કોપ એ સબમરીનની આંખ છે. જેમ આંખ વિનાનો આંધળો મનુષ્ય કંઇ કરી શકતો નથી તેમ સબમરીન પણ પેરિસ્કોપ સિવાય શક્તિહિન અને નિરૂપયોગી છે.

મનુષ્યના જીવનને માટે ઓક્સિજન ગેસ હોવો જરૂરનો છે. વાયુમાં આ ગેસનો અંશ થોડો ઘણો પણ હોય છે; કેમકે મનુષ્ય ઑક્સિજનથી મિશ્રિત વાયુમાં જીવતો રહી શકે છે. શ્વાસની સાથે મનુષ્ય એક પ્રકારનો ઝેરી ગેસ કે જેને કાર્બન ડાયકસાઇડ કહે છે, તેને બહાર કહાડે છે. સબમરીનમાં રહેનાર મનુષ્ય, તાજી વાયુ ન પહોંચવાથી, એકત્ર કરેલી હવામાં શ્વાસ લઇને ઑક્સિજનનો ઉપયોગ કરે છે, અને ઝેરી હવાને બહાર કાઢ્યાં કરે છે. એથી ઝેરી હવા વધુ થઈ જવાનો ડર રહે છે, જેથી તેનાથી બચાવવાને માટે કાસ્ટિકસોડા નામનો પદાર્થ રહેવાની ઓરડીમાં રાખવામાં આવે છે. આ પદાર્થમાં

ગુણ એ છે કે તે ઝેરીલી હવાને ખેંચીને પોતાનામાં મેળવી લે છે, જે તે માણસોની પાસે પહોંચી શકતી નથી.

સબમરીનની અંદર ભોજન વિગેરે વીજળી વડે બનાવવામાં આવે છે જેથી કોઈ પ્રકારે ધુમાડો નીકળે નહી.

આક્સિજનગેસનો અંશ શ્વાસ લેવાના કામમાં આવી ગયો અને વાયુ ઝેરી થયો છે કે નહી, તેની ખબર ધોળા ઉંદરો મારફતે થઇ શકે છે નાના નાના દરોમાં એ ગુણ છે કે ઝેરીલી હવાને લીધે તે જોરથી ગુમરાણ કરી નાસાનાસ કરે છે જેથી તેના રક્ષક મનુષ્યોને જણાય છે કે વાયુ ઝેરી થયો છે અને નાવને ઉપર લાવવાનો પ્રયત્ન કરે છે. આથી સબમરીનમાં ઉંદરનું હોવું એ પણ અનિવાર્ય છે,

જગન્નાથ ખન્ના.

---

## સ્ત્રીઓની જવાબદારી.

સ્ત્રીઓને કેવુ અને કેવા પ્રકારનું શિક્ષણ આપવું જોઇએ એ વિષે આજે અનેક સ્થળે ચર્ચા થતી જોવામાં આવે છે. મોટી મોટી પાઠશાળાઓ અને કૉલેજો સ્થાપન કરી તેને ઉચા પ્રકારનું શિક્ષણ આપવાની ભલામણ ઘણા વિદ્વાનો કરતા જોવામા આવે છે. પરંતુ સ્ત્રીને માથે ગૃહ કારભાર ચલાવવાની જે મોટામાં મોટી જવાબદારી છે તેનું શિક્ષણ તેને જ્યાં સુધી આપવામાં આવતું નથી ત્યાં સુધી સર્વ પાઠશાળાઓ અને કૉલેજો નકામી છે. જે માણસને એકડો ઘુંટતાંજ આવડતો ન હોય તેને એકદમ બી. એ. કે. એમ. એ. બનાવવાની વાતો કરવી એ મૂર્ખતાજ છે

વળી જેનું જે કામ હોય તેજ તે કામ કરી શકે છે. સ્ત્રીઓને પોતાના ઘરનો કારભાર ચલાવવાનું કંઇ ઓછું છે કે પછી તે બીજાં કામ કરી શકે ? સ્ત્રીઓને યુનિવર્સિટિનું શિક્ષણ આપી બી એ. બનાવી હોય અને પરણાવ્યા પછી સાસરે જઇ રસોઈ કરતાં આવડતી ન હોય તો પછી તે પોતાના પતિની પ્રીતિ શી રીતે સંપાદન કરી શકવાની ! સ્ત્રીએ પતિની પ્રીતિ સંપાદન કરવાને માટે કેવું વર્તન રાખવુ જોઇએ તેવું શિક્ષણ આપવાને બદલે સમાજ સેવાનું આપેલું શિક્ષણ કેટલું બધું ઉપયોગી થઇ પડવાનું ? ઘણી સ્ત્રીઓ ગ્રેજ્યુએટ થાય છે. એલ. એલ. બી. મા પાસ થાય છે તો પછી તેને વકીલાત કરવાની સનદ કેમ આપવામાં આવતી નથી ! કારણકે તેનું વકીલાત કરવાનું કામજ નથી. જે માણસનું જે કામ હોય તેજ તે કરી શકે છે. સ્ત્રીઓએ પોતાનો ગૃહસંસાર શી રીતે સર્વોત્તમ પ્રકારે ચલાવવો જોઇએ, તેવુ શિક્ષણ જે વડે મળી શકતું હોય તેજ ખરૂં શિક્ષણ છે.

૧ પતિની સાથે તેની પત્નિનું શુ કર્તવ્ય છે.
૨ પતિ અને પત્નિ વચ્ચે કેવા પ્રકારનો પ્રેમ હોવો જોઇએ.
૩ સ્ત્રીએ પોતાનું ચરિત્ર કેવું રાખવુ જોઇએ.
૪ સતિત્વનું ખરૂં રહસ્ય સ્ત્રીએ સમજવું જોઇએ.
૫ પતિની સાથે તેના સંબંધીઓ સાથે, પીયેરનાં સગાં સાથે, તેમજ તેવાંજ અનેક માણસોની સાથે તેણે કેવું વર્તન રાખવું જોઇએ.
૬ આવક અને ખર્ચની વ્યવસ્થા શી રીતે રાખવી.
૭ નવરાશનો વખત કેવા કામમાં ગાળવો જોઇએ.

૮ બાળકોને કેવી રીતે ઉછેરવાં જોઇએ.

૯ ગર્ભવંતિ સ્ત્રીનું કર્તવ્ય અને ધાવણાં બાળકોનું પાલન શી રીતે કરવું જોઇએ.

વિગેરે અનેક એવા વિષયો છે કે જેનું સ્ત્રીઓને શિક્ષણ આપવાની જરૂર છે.

સ્ત્રીને ઉત્તમ પ્રકારનું શિક્ષણ આપેલું હોય તોજ તેનો ગૃહસંસાર સુખી નિવડે છે. ભવિષ્યમાં ઉત્તમ પ્રકારના ચારિત્ર્યવાળી પ્રજાની જરૂર હોય તોજ સ્ત્રીઓને ઉત્તમ પ્રકારનું શિક્ષણ આપવું જોઇએ. સ્ત્રીઓને માટે તેના પોતાનાજ ઘર સંસારને ચલાવવાની કેટલી મોટી જવાબદારી છે તેનો જો આપણે વિચાર કરીશું તો જણાશે કે, તેને માટે આ સંસારમાં મોટામાં મોટી જવાબદારી છે.

પોતાના બાળકોને ભવિષ્યમાં મહાન પ્રજા થઇ શકે તેવાં બનાવવાનું જો તે ધારે તો તે બનાવી શકે તેમ છે. આજે દરેક કુટુંબમાં લગભગ સેંકડે ૯૦ કુટુંબો અજ્ઞાન સ્ત્રીઓના કલેશથી સર્યા કરે છે. આ બધું કારણ તેને જે પ્રકારનું શિક્ષણ આપવું જોઇએ તે અપાતું નથી તે છે.

સાવિત્રી જેવી સતિયો કે જેણે પોતાના સતિત્વના પ્રભાવથી પોતાના મરી ગયેલા પતિને જીવતા કર્યાં હતા, સીતા જેવી સતિ કે જે પોતાને અનેક પ્રકારની સુખ સંપત્તિ અને રાજ વૈભવ પ્રાપ્ત હોવા છતાં પણ પતિનાં દુઃખે દુઃખ વેઠી વન વન રઝળવા અને કાંટાને ખાતી વલ્કલ પહેરી દુઃખ વેઠવા તૈયાર થઇ હતી, તેવી સતિયો આજે કર્યા છે. તેવું શિક્ષણ આપવાની જરૂર છે. પ્રાપ્ત વૈભવને પણ જે પતિના સુખની આગળ તુચ્છકારી કાઢનારી છે, અને પતિને દુઃખી જોતાં પોતે જરા પણ સુખને ઇચ્છતી નથી પરંતુ તેજ દુઃખને પોતે સહન કરવા અને પતિની છાયા તરીકે રહેવા કબુલ થાય છે એજ પતિસેવા અને ખરૂં સતિત્વપણું છે.

આજ તો જ્યાં જોઇશું ત્યાં સ્ત્રીઓ પોતાની વાસનાઓ પુરી કરવાને માટે ઉંચા પ્રકારનાં વસ્ત્રો, ઘરેણાં, વિગેરે પદાર્થો મેળવવા પતિને સતાવ્યાં કરતીજ જણાશે. બિચારા ધણીને મહા મુશ્કેલીએ ૧૨-૧૫ કે ચાલીસ રૂપીયા કદાચ મહિને દહાડે પગાર મળતો હોય અને તેમાં પરાણે પુરૂં કરતો હોય, છતાં પણ ઘણી સ્ત્રીઓ તેને રંજાડયાં કરે છે, અને તેના કંકાસથી ચાડી ઘણા માણસો દેવું કરીને પણ સ્ત્રીને સંતોષવાની ખાતર ઘરેણા વિગેરે કરાવી તેની વાસનાઓ પુરી પાડી પોતે આખી જીંદગી દુઃખમાં ગાળ્યાં કરે છે. આ પ્રકારનું વર્તન ખરેખર ધિક્કારી કાઢવા જેવું છે.

પુરૂષોનું કામ સમાજ સેવા કરવાનું છે જ્યારે સ્ત્રીઓનું કામ તો ગૃહ સેવા કરવાનુંજ છે. સ્ત્રી, એ ઘરની લક્ષ્મી તુલ્ય છે. જેમ ગૃહલક્ષ્મી સિવાય ઘરનું કદી પણ કામ ચાલી શકે તેમ નથી. તેમ સ્ત્રી સિવાય ગૃહસ્થાશ્રમના સુખ અને શાંતિનો અનુભવ મળતો નથી. અને તે સર્વનો આધાર સ્ત્રીના સદ્‌ગુણ ઉપર છે. ઘરના કામો ઉપર પુરૂષ લક્ષ આપી શકતો નથી, જ્યારે આખો દિવસ અને રાત સ્ત્રીને ઘરમાંજ રહેવાનું હોવાથી તેનો સઘળો ભાર સ્ત્રીઓને માથે છે. અને જેથી તેને ઘરનાં દરેક કાર્ય સંભાળપુર્વક અને વ્યવસ્થાસર કરવાની મોટામાં મોટી જવાબદારી છે.

બુદ્ધિવાળી, ઘરકામમાં ચતુર અને ગંભિર પ્રકૃતિની સ્ત્રીજ ગૃહિણી નામને યોગ્ય છે. જે સ્ત્રીઓ પોતાનાજ સુખ અને સ્વાર્થની તરફ ધ્યાન આપે છે, જે બીજાને સુખી કરીને સુખી થવાનું જાણતી નથી, જે બીજાના સુખને માટે પોતે જરા પણ હાનિને સહન કરતી નથી તે સ્ત્રીઓ ગૃહિણી નામને બિલકુલ લાયક નથી. તેને પ્રજાનું સુખ મળતું નથી. તેમજ

તેના સૌભાગ્યમાં પણ વધારો થતો નથી પણ ઉલટું નષ્ટ થઇ જાય છે. જે સ્ત્રીઓ બીજાને સુખ આપીને પોતે સુખી થાય છે, જે બીજાને પ્રથમ ખવરાવીને પોતે ખાય છે, જે બીજાને સુખ આપવાને માટે પોતાના સુખનો ભોગ આપી શકે છે, એવી સ્ત્રીઓજ યથાર્થ ગૃહિણી થઇ શકે છે અને પોતે તથા પોતાના પરિવારને સુખ અને શાંતિ આપનારી થાય છે.

ગૃહિણીને માટે ઘણીજ ભારે જવાબદારી છે. ઘરની ભલાઇ યા બુંડાઇ સર્વનો આધાર ગૃહિણીના ઉપર છે. સ્ત્રી જો ઘરકામમાં ચતુર ન હોય તો તે કુટુંબને વારંવાર નુકશાનને સહન કરવુ પડે છે. સ્ત્રીમાં જે ગુણો હોવાની જરૂર છે તે ગુણો જો તેનામાં ન હોય તો ઘરને બદલે સ્મશાન બની જાય છે. સ્ત્રીમાં દયા, ક્ષમા, કર્તવ્યનુ જ્ઞાન, સરળતા, સત્યનિષ્ઠા, બીજાના દુઃખમાં ભાગ લેવો વિગેરે ઉત્તમ ગુણો હોવાની ખાસ જરૂર છે. સ્ત્રીએ કદી કોઈ પણ અયોગ્ય કામ ન કરવુ જોઇએ. કદી ભૂલથી કોઈ અનુચિત કામ થઈ જાય તો તેને માટે ખેદ પ્રકટ કરીને ફરી તેવી ભૂલ ન થઇ જાય તેને માટે સાવધાન રહેવું જોઇએ. સ્ત્રીએ પોતાનુ રક્ષણ કરવાનું જ્ઞાન મેળવવું જોઇએ કારણકે આખા ઘરનું રક્ષણ અને વ્યવસ્થા કરવાનું જેનું કામ છે તે જો પોતે પોતાનું રક્ષણ ન કરી શકે તેમ હોય તો પછી બીજાનુ રક્ષણ શી રીતે કરી શકે તેમ છે. સ્ત્રીએ પોતે પોતાને ખરાબ કામોથી ન રોકી શકે તો પછી તે ઘરના બીજા લોકોને અયોગ્ય કામ કરતાં કેવી રીતે અટકાવી શકવાની? તેથી સ્ત્રીનામાં આત્મરક્ષણ અને આત્મશાસન (પોતાના મનને વશ રાખવું તે) આ બે ગુણ હોવા એ ઘણુંજ જરૂરનું છે.

સ્ત્રીના અનેક પ્રકારના કર્તવ્ય છે, પણ તે સર્વમાં ઉપરના બે ગુણો હોવા એ વિશેષ જરૂરનું છે. ઘરની વ્યવસ્થા બરોબર રીતે રાખવી, અને થોડા ખર્ચમાં સારી રીતે ગૃહ-વ્યવહાર ચલાવવો એ સ્ત્રીને ખાસ શીખવાનું છે. પોતાના પતિની જેટલી આવક હોય તે અનુસાર ખર્ચ કરીને થોડી ઘણી રકમનો પણ સંચય કરવાની ટેવ રાખવી જોઇએ. એમ કરવાથી આગળ દુઃખ ભોગવવુ પડતું નથી. ઘણે ભાગે દરેક જગ્યાએ નજર નાખીશું તો જણાશે કે, ઘણાજ પૈસાવાળા માણસો ઉડાઉ ખર્ચ કરવાને લીધે થોડાજ દિવસમાં પાયમાલ થઇ ગયેલા હોય છે. ઘરમાં ઘણી વખતે નકામાં ખર્ચ કરવાની ટેવ પડી ગયેલી હોય છે, જેમાંનાં કેટલાંક તો એવાં હોય છે કે જે કોઇ પણ રીતે અટકાવી શકાય તેવાં હોતા નથી. પરંતુ જો ઘરની ગૃહિણી સાવધાની રાખે અને બુદ્ધિપૂર્વક કામ કરે તો ઘણાંજ કામોમાં થતા નકામા ખર્ચનો બચાવ કરી શકે તેમ છે. દરરોજ ઘરમાં કેટલું ખર્ચ થાય છે, કઇ વસ્તુમાં વધુ ખર્ચ કરવાથી પાછળથી તંગી પડે છે, કઇ વસ્તુની ખાસ જરૂરજ છે, કઇ વસ્તુ ન હોય તો પણ ચાલે તેમ છે, ઘરની કઇ કઇ વસ્તુઓ સંભાળ ન રાખવાથી બગડી જાય તેમ છે, કઈ કઇ ખાવા પીવાની વસ્તુઓમાં ઓછો ખર્ચ કરવાથી અથવા તો થોડા દિવસ પછી ખર્ચ કરવાથી ઘરનો વ્યવહાર ઉત્તમ પ્રકારે ચાલી શકે તેમ છે, ગૃહિણીને એ સર્વ વાતનું જ્ઞાન હોવું જોઇએ. કેટલીક વસ્તુઓ એવી હોય છે કે દરેક વખતે તેની જરૂર પડતી નથી, પરંતુ કોઇ કોઇ વખતે અચાનક તેની જરૂર પડે છે, એવી ચીજોનો સંગ્રહ કરીને રાખી મૂકવો જોઇએ એથી જરૂર પડે ઝટ કામ આવે. જરૂર વખતે કેટલી વસ્તુઓ ઘણી કીંમત આપવા છતાં પણ મળી શકતી નથી. કઈ વસ્તુનો કેવી રીતે ઉપયોગ થાય છે, કઈ ચીજ

અસાવધાનીથી પડી રહેલી છે, કઈ વસ્તુ બગડી જાય તેવી છે, ઘર સારૂં છે કે નહિ, ઘરની કઈ વસ્તુ કઈ જગ્યાએ રાખવી વધુ ઉત્તમ છે. વિગેરે વિષયોને માટે સ્ત્રીનું ધ્યાન હંમેશાં રહેવુંજ જોઇએ. ઘરકામ પણ વ્યવસ્થાપૂર્વક અને નિયમસર કરવાની જરૂર હોય છે. વ્યવસ્થાપૂર્વક કામ કરવાથી તે સહેજમાં અને થોડી મહેનતથી સિદ્ધ થઇ જાય છે. જ્યારે અનિયમિત કાર્ય કરવાથી અનેક વિઘ્ન અને અડચણો વેઠવી પડે છે. કોઇ પણ કામ નિયમસર કર્યા સિવાય બરાબર રીત સિદ્ધ થઈ શકતુ નથી. જે વસ્તુને જ્યાં રાખવાની ખાસ જરૂર હોય ત્યાંજ તેને રાખવી જોઇએ. અવ્યવસ્થપણે મુકવાથી જોઇએ તે વખતે તે ચીજો જડતી નથી, અને તેને શોધવામાં સમય પણ વ્યર્થ ગુમાવવો પડે છે. અને કોઈ વખતે તો વખતસર તે ન મળી આવવાથી ઘણું નુકશાન વેઠવું પડે છે એથી સર્વ કામ વ્યવસ્થા પૂર્વક કરવાની ટેવ રાખવી એ સ્ત્રીને ખાસ જરૂરનું છે. નાવ ચલાવનાર નાવિકના જેટલીજ જવાબદારી ઘર સંસાર ચલાવનાર સ્ત્રીની છે. બંનેને સરખુંજ જોખમ છે. જો નાવિક બુદ્ધિમાન અને ચતુર હોય છે, તો તે ઘણીજ સહેલાઈથી નાવનું તોફાનમાંથી રક્ષણ કરી શકે છે, તેવીજ રીતે ગૃહિણી પણ જો ચતુર અને બુદ્ધિવાળી હોય છે તો ઘણા સંકટોમાંથી પણ પોતાનો વ્યવહાર સર્વોત્તમ પ્રકારે ચલાવી શકે છે. જેવી રીતે વહાણ ચલાવનાર સુકાનીને દરેક સમયે સાવધાની રાખવી પડે છે, જો સાવધાની ન રાખે તો અનેક દુઃખને ખમવુ પડે છે અને વહાણને ડુબવાનો પ્રસંગ આવી જાય છે, તેવીજ રીતે જો ગૃહિણી ઘરના સર્વ કામોની તરફ નજર ન રાખે તો ઘરનું સત્યાનાશ થવામાં કાંઈ પણ સંદેહ રહેતો નથી. તેણે ઘરના દરેક માણસ ઉપર દેખરેખ રાખવી જોઇએ કે સર્વે પોતપોતાનું કામ બરાબર કરે છે કે નહિ. રસોઇનો બંદોબસ્ત તો તેણે જાતેજ કરવો જોઇએ. બજારમાંથી મંગાવેલી વસ્તુઓ તો તેણે જાતેજ તપાસવી જોઇએ અને તેનો હિસાબ રાખવો જોઇએ. જે વસ્તુઓને ખાવાથી નુકશાન કે રોગ થાય તેમ હોય તેવી વસ્તુઓને ઘરમાંજ ન લાવવા દેવી જોઇએ. ઘણી વખતે ઘણા લોકો ખાવા પીવાની વસ્તુઓ સોંઘી ખરીદે છે. એવી સસ્તી કીંમતમાં સડેલી કે બગડેલી ખરાબ વસ્તુઓને ખરીદી લાવવાથી જો કે પૈસાનો બચાવ થાય તે વાત ખરી છે, તો પણ તે વસ્તુઓ ખાવાથી ઘરનાં માણસો માંદાં પડે છે, ત્યારે તેને સાજાં કરવાને વૈદ્ય ડાક્ટરોમાં ઘણું ખર્ચ કરવું પડે છે માટે ખાવા પીવાના પદાર્થોને સ્વચ્છ અને સારા રાખવાને માટે સ્ત્રીએ પૂરેપૂરૂં ધ્યાન આપવું જોઇએ. ઘરના કોઈ પણ માણસને રોગ થાય તો તેની ચાકરી કરવામાં કે દવા કરવામાં સ્ત્રીએ જરા પણ વિલંબ ન કરવો જોઇએ. વૈદ્ય પરેજી પાળવાની કહે, અને જે પ્રકારનો ખોરાક આપવાનું કહે તેજ પ્રકારનો ખોરાક આપવામાં ને પરેજી પળાવવામાં સ્ત્રીએ ખાસ કાળજી રાખવી જોઇએ, ગૃહિણી—જે ઘરની મૂખ્ય સ્ત્રી છે તેણે બીજાં કામ બીજી સ્ત્રીઓને સોંપી પોતે તો તેની સુશ્રુષા કરવી જોઇએ.

ઘણી સ્ત્રીઓ નાનાં કાર્યોમાં દેખરેખ રાખતી નથી, ને કહે છે કે એ કામ ઉપર લક્ષ ન આપવાથી પણ ચાલી શકશે, પણ આ પ્રકારનું આળસ તેણે કરવું જોઇએ નહિ. તેણે તો ઘરનાં દરેક કામ તરફ ધ્યાન આપવું જોઇએ. નહીંતો ઘણીવાર નજીવું કામ બગડવાથી પણ ઘણી વખતે અનેક વિઘ્નો આવી પડે છે.

જેના ઉપર ઘરનો સઘળો ભાર છે, તેણે ઉછાંછળાપણું રાખવું જોઇએ નહિ. પણ ઠરેલ થવું જોઇએ, અને જો તે ઠરેલ ન હોય તો ઘરનાં બીજાં માણસો આગળ તેનો

કર કે ભારમોજ રહેતો નથી અને જેથી તેના કહેવા પ્રમાણે કોઈ ચાલતું નથી. જેથી તેણે એવું વર્તન રાખવું જોઇએ કે ઘરનાં બીજા માણસો તેનું કહ્યું માને અને તેના ગૌરવને સમજે. નોકર વર્ગ સાથે એવી રીતે વર્તવું જોઇએ કે જેથી તેમના આગળ તેનું માન જળવાય. તેમની સાથે છુટથી વર્તવાથી નોકર લોકો તેનો ભારમોજ રાખતા નથી, માટે તેમની સામે જોઇએ તેટલીજ વાત કરવી, અને તેમના દરેક કામની તપાસ રાખવી.

તેણે પોતાનાં બાળકોના મન ઉપર નાનપણમાંથીજ ઉચા સંસ્કારો નાંખવા જોઇએ. બાળકીઓના કોમળ હૃદયો ઉપર સારા સંસ્કારો અને ઉચા આદર્શોના ચિત્ર અંકિત કરવાથી તે મોટી ઉમ્મરની થતાં પણ સારા માર્ગે ચાલી શકે છે. તેણે બાળકોના શિક્ષણની તરફ તેમજ નાનપણમા તેમના વર્તન તરફ ધ્યાન રાખવું જોઇએ. તેમને હંમેશાં ખરાબ રસ્તે જતાં અટકાવી સારા રસ્તે ચઢાવવાં જોઇએ.

ગૃહિણીનું કર્તવ્ય ઘણુંજ મોટું છે તેને સારી રીતે નિભાવવાને માટે ઘણી ચતુરાઇ અને બુદ્ધિની જરૂર છે. તેનામાં ધીરજ અને સહનશીલતાના ગુણોની અવશ્ય જરૂર હોય છે. ગૃહિણી એ બાળકોની જેમ સ્નેહમયી માતા છે તેમ તેમને ઉત્તમ પ્રકારનું શિક્ષણ આપનારી છે. તેણે સર્વ પ્રતિ સરખો સ્નેહ રાખી અને વાત્સલ્ય રાખવું જોઇએ. કુટુંબના કોઈ માણસની વર્તણુંક સારી ન હોય તો તેને સુધારવાને માટે તેણે ઉપદેશ આપવો જોઇએ અને તેને સારો બનાવવો જોઇએ.

આ પ્રકારનું શિક્ષણ સ્ત્રીઓને આપવું એજ ખરું શિક્ષણ છે તેને વકીલ અને બેરીસ્ટર બનાવવા કરતા યથાર્થ ગૃહિણી બનાવવી એ હજાર દરજ્જે શ્રેષ્ટ છે.

અપૂર્ણ

---

# પથરી.

**પથરી**—કફથી, વાયુથી, પિત્તથી અને વીર્યથી એમ ચાર પ્રકારની પથરીઓ થાય છે. સઘળી પથરીઓમાં કફ સમવાયી કારણ છે પણ વીર્યથી થયેલી પથરીમાં વીર્ય સમવાયી કારણ હોય છે.

વમન વિરેચન વિગેરે સંશોધન કરવાની ટેવ વગરના અને અપથ્ય કરનારા પુરૂષનો પ્રકુપિત થયેલો કફ મૂત્રનો સંયોગ પામી મૂત્રાશયમા પ્રવેશ કરીને પથરીને ઉત્પન્ન કરે છે.

**પૂર્વરૂપ**—પથરી થવાની હોય ત્યારે મૂત્રાશયમા પીડા થાય છે, અન્ન વિગેરેની ઉપર અરૂચિ થાય છે, પેશાબ કરવામાં કષ્ટ પડે છે, મૂત્રાશયની ઉપરનો ભાગ, વૃષણ તથા લીંગ એઓમાં આકર્ષણ થઇને વેદના થાય છે, જ્વર આવે છે, ગ્લાનિ થાય છે, અને મૂત્ર મોટા બકરાના જેવું ગંધાય છે માણસને પથરી થતા પહેલાં થનારા લક્ષણો થાય ત્યારે જે દોષથી પથરી થવાની હોય તે દોષને અનુસરતી વેદનાવાળું તે દોષને અનુસરતા વર્ણવાળું ઘાટું તથા મેલું મૂતરે છે અને તે પણ પરાણે પરાણે પેસાબ કરે છે

**સઘળા પ્રકારની પથરીઓનાં લક્ષણ**—જ્યારે પથરી થાય ત્યારે પેશાબ કરતી વખતે ડુંટી, મૂત્રાશય, સીવણી, અને લીંગ એઓમાથી એકમા વેદના થાય છે. મૂત્રની ધારા અટકી અટકીને થાય છે. ઘણીવાર તો લોહીવાળો પેશાબ થાય છે, પેશાબ વીંખાઈ જઇને એક ધારો ન પડતાં આમ તેમ પડે છે. અને કોઇ વખતે તો વાયુને લીધે પથરી મૂત્ર-

ના માર્ગમાંથી ખસી જાય ત્યારે ગોમેદ નામના પીળા મણી જેવા રંગવાળો તથા રેતીવાળો સ્વચ્છ પેસાબ થાય છે આવા માણસને દોડતાં, ઠેકતાં, પાણીમાં તરતાં, વાહનની પીઠ ઉપર બેસીને ચાલતાં અને ચાલીને જતાં વેદના થાય છે

**કફથી થયેલી પથરીનાં લક્ષણો**—કફવર્ધક અન્નને ખાનારા માણસોનો કફ, તે માણસના શરીરના અંદરના ભાગને અત્યંત ખરડી નાખી નિચેના ભાગમાં અતિ વૃદ્ધિ પામી, મૂત્રાશયના મ્હોડામાં રહીને સ્રોત (નસ)ને રોકી દે છે. આ માણસનો મૂત્રાશય મૂત્રના પ્રતિઘાતને લીધે જાણે છેદી ન ખાતો હોય, ભેદી ન ખાતો હોય તથા સોયોથી વેદના થતી હોય તેમ વ્યથા પામે છે, ભારે થઇ જાય છે અને ટાઢો થઇ જાય છે, તેમાં પથરી સફેદ, સ્નિગ્ધ, મોટી અને કુકડાનાં ઈંડાં જેવી અથવા મહુડાનાં ફુલ જેવી વર્ણવાળી હોય છે. આવી પથરીને કફની ઉલ્વણતાથી થયલી સમજવી.

**પિત્તથી થયેલી પથરીનાં લક્ષણ**—પિત્તથી સંયુક્ત (ભળેલો) થયેલો કફ કઠણપણાને પામી તથા ઉપર કહ્યા પ્રમાણે અતિ વૃદ્ધિ પામી મૂત્રાશયના મ્હોડામાં રહી સ્રોતોને રોકી દેછે. આ માણસનો મૂત્રાશય મૂત્રના પ્રતિઘાતથી તપ્યા કરે, ખેંચાય તથા બળ્યાં કરે, અને ક્ષારાદિકથી પકાવી નાખતો હોય તેમ વ્યથા પામે છે, અને તેને ઉષ્ણ વાતના મનોરોગ થાય છે. એમા પથરી કાંઈક રાતી, પીળા આભાસવાળી, કાળી, ભીલામાના ઠળીયા જેવી અથવા મધના જેવા વર્ણવાળી હોય છે. આવી પથરીને પિત્તની ઉલ્વણતાથી થયેલી સમજવી.

**વાયુથી થયેલી પથરીનાં લક્ષણો**—વાયુથી સંયુક્ત થયેલો કફ કઠણપણાને પામી તથા ઉપર પ્રમાણે અતિ વૃદ્ધિ પામી મૂત્રાશયના મ્હોડામાં રહીને સ્રોતને રોકી દેછે. આ માણસ મૂત્રના પ્રતિઘાતથી તીવ્ર વેદના પામે છે. અત્યંત પીડાવાથી દાંત કકડે છે, કુટીને ડખાવ્યાં કરે છે, લીંગને ચોળી નાંખે છે, ગુદાનો સ્પર્શ કરે છે, અધોવાયુનો ઉત્સર્જ કરે છે. અને લીંગમાં બળતરા થાય છે. તે માણસ જ્યારે પેશાબ કરે ત્યારે વાયુ, મૂત્ર તથા વિષ્ટા અત્યંત કષ્ટથી નીકળે છે. આમા પથરી કાળી, ખરસટ, નીચી, ઉંચી, કઠણ તથા કદંબના ફૂલની પેઠે કંટકોથી વ્યાપ્ત હોય છે. આવી પથરીને વાયુની ઉલ્વણતાથી થયલી સમજવી.

ઉપર કહેલી ત્રણ પ્રકારની પથરીઓ ઘણું કરીને બાળકને થાય છે, અને તે સહેજ કહાડી શકાય છે. બાળકો દિવસે ઉંઘે છે, હિતાહિત પદાર્થોનું ભક્ષણ કરે છે, અજીર્ણમાં ખાય છે, અને ટાઢા, સ્નિગ્ધ, ભારે તથા મધુર આહારોપર અતિ પ્રેમ રાખે છે. તેથી ઘણે ભાગે આ ઉપર કહેલી ત્રણ પ્રકારની પથરીઓ તેમને થાય છે. એ બાળકોનાં મૂત્રાશયો નાનાં હોય છે, શરીરો નાનાં હોય છે, અને મુત્રાશયોના માંસો વૃદ્ધિ પામેલાં હોતાં નથી, અર્થાત તેઓના મૂત્રાશયોની જાડાઈ પણ થોડી હોય છે, તેથી બાળકોની પથરી સહેજ કહાડી શકાય છે.

**મોટાઓને વીર્યથી પથરી થવાનાં નિદાનો અને લક્ષણો**—મોટા માણસોને વીર્યથી પથરી થાય છે, અને તે પથરી શુક્રાશ્મરી થાય છે. સ્ત્રી સંયોગના વિઘાતથી, અતિ સંયોગથી ચલિત થયલા અને અવળા માર્ગમાં જવાને લીધે બહાર નહી નીકળતા વીર્યને વાયુ નીચેથી તથા ઉંચેથી ધરી લઇને લીંગના અને વૃષણોના મધ્યમાં (મૂત્રાશયના દ્વારની નીચે) ગોળ કરી નાખે છે, અને તેને સુકાવી નાખે છે, કે જેથી તે વીર્ય પથરી રૂપ બની જાય છે. આ પથરી મૂત્રના માર્ગને રોકી દે છે. તથા મૂત્ર કૃચ્છ, મૂત્રાશયમાં

સ્થાને અને વૃષણોમાં સોજાને ઉત્પન્ન કરે છે. એ પથરીવાળો પ્રદેશ દબાવવામાં આવતાં તે પથરી અલ્પ હોવાને લીધે તુરત છુપાઇ જાય છે અને કમાંસુ મટે કે પાછી પ્રગટ થાય છે. આવી પથરીને શુક્રાશ્મરી, એટલે વીર્યથી થયેલી પથરી સમજવી.

**કાંકરીનાં લક્ષણો**—કાંકરી પથરીના જેવાજ લક્ષણોવાળી તથા પથરીના જેવીજ વેદનાવાળી થાય છે. વીર્યની પથરી જ્યારે વાયુથી ભેદાઈ જાય છે, ત્યારે કાંકરી કહેવાય છે. વાયુથી વીંખાઇને ટુકડા ટુકડા રૂપ થયેલી એ પથરી-કાંકરી અથવા રેતી જ્યારે વાયુ સવળી રીતે ચાલે ત્યારે ઘણું કરીને થોડી થોડી નીકળે છે, અને વાયુ ઉલટો ચાલે ત્યારે અટકી જાય છે.

**કાંકરી તથા રેતીના ઉપદ્રવો**—કાંકરી અથવા રેતીથી પીડાયલા માણસને હૃદયમાં પીડા થાય છે. સાથળોમાં ગ્લાનિ થાય છે. કૂખમાં શૂળ નાંખે છે, કંપ થાય છે, તરશ લાગે છે, શ્વાસ ઉંચો ચાલે છે, શરીરમાં કાળાપણું થાય છે, દુર્બળપણું થાય છે, ગાત્રો પાંડુ થઇ જાય છે,. અન્નાદિક ઉપર અરૂચિ થાય છે, અને ખાધેલું અન્નાદિક પચતું નથી. મૂત્રના માર્ગમાં પ્રાપ્ત થઇને તેમાં અંદર ચોંટી રહેલી તે કાંકરીથી અથવા રેતીથી દુર્બલપણું, ગ્લાનિ, કૃશપણું, કૂખમાં શૂળ, અન્નાદિક ઉપર અરૂચિ, પાંડુપણું, ઉષ્ણ વાત, તરશ, હૃદયમાં પીડા અને ઉલટી થાય છે.

**પથરીના આધારરૂપ મુત્રાશયનું સ્થાન** તેનો આકાર અને તેમાં પથરી બનવાનો પ્રકાર—કુંડી, પીઠ, કમર, વૃષણ, ગુદા, સાથળના સાંધા અને લિંગ એઓના મધ્યમાં એક દ્વારવાળો, પાતળી ત્વચાવાળો, નીચે રહેલા મોંઢાવાળો, તુંબડીના જેવા રૂપવાળો અને શિરાઓના તથા સ્નાયુઓના આશ્રયવાળો મૂત્રાશય છે. મૂત્રાશય, મૂત્રાશયનો ઉપરનો ભાગ, લિંગ, વૃષણો અને ગુદા એ એક સંબંધવાળાં છે. અને ગુદાના અસ્થિના છિદ્રને લગતી સ્થિતિવાળાં છે. મૂત્રાશય કે જે મલાધાર પણ કહેવાય છે, તે પ્રાણોનુ ઉત્તમ સ્થાનક છે. જેમ નદીઓ સમુદ્રને વધાર્યા કરે છે તેમ મૂત્રનું વહન કરનારી પક્વાશયમાં રહેલી નાડીઓ મૂત્રને સર્વદા વધાર્યા કરે છે. મૂત્રનું વહન કરનારી બે ધમનીઓની શાખારૂપ બીજી હજારો નાડીઓ છે. એઓનાં હજારો મુખો સૂક્ષ્મપણાને લીધે જોવામાં આવતાં નથી. માણસ જાગતો હોય અને સુતો હોય ત્યારે પણ આમાશયના અંદરથી નાડીઓએ આણેલા મૂત્રના ઝરવાથી મૂત્રાશય પૂરાયા કરે છે. જેમ મ્હોડુ બહાર રાખી પાણીમાં ડુબાવેલો નવો ૮ ઘડો પોતાના પડખાઓમાંથી પેસતા જળવડે ભરાઇ જાય છે, તેમ મૂત્રાશય નીચે રહેલા મુખવાળો છતાં પણ ઉપરના ભાગોમાંથી પમતા મૂત્રવડે ભરાઇ જાય છે. બગડેલા વાયુ, પિત્ત, તથા કફ એ દોષો પણ મૂત્રની સાથેજ મૂત્રાશયમાં પ્રવેશ કરે છે, અને પ્રવેશ કરી નજીકના ભાગોને ક્લેદ યુક્ત કરીને પથરીને બનાવે છે. જેમ નવા ઘડામાં સ્વચ્છ પાણી ભરવામાં આવ્યું હોય તો પણ અમુક વખત પછી તેમાં કચરો ઠરે છે તેમ મૂત્રાશયમાં પથરી ગોઠવાય છે. જેમ આકાશમાં રહેલા મેઘના જળને વાયુ તથા વીજળી રૂપ અગ્નિ કઠણ-કરા રૂપ બનાવી દેછે, તેમ વાયુ અને પિત્ત એઓ મૂત્રાશયમાં રહેલા કફને ઘાટો બનાવી દેછે.

મૂત્રાશયમાં થતા બીજા વિકારોનું પણ વાયુજ કારણ છે. મૂત્રાશયમા વાયુ અનુકૂલ ચાલતો હોય તો મૂત્ર સારી રીતે પ્રવર્તે છે, અને જો ઉલટો ચાલતો હોય તો અનેક વિકારો ઉત્પન્ન થાય છે. મૂત્રાઘાતો, પ્રમેહો, વીર્યના દોષો તથા બીજા પણ જે મૂત્રના દોષો છે તેઓ મૂત્રાશયમાંજ થાય છે.

અપૂર્ણ.

અને રૂધિરની પેઠેજ જીવન આપે છે. ગર્ભ-સ્તનોનાં મુખોને (ડીટડીઓને) શ્યામતા આપવા વિગેરે ગર્ભ લક્ષણોને ઉત્પન્ન કરે છે. ધાવણ-(દુધ) સ્તનોને પુષ્ટ કરે છે અને બાળકોને જીવન આપે છે.

એ દોષો, ધાતુઓ, મળો તથા ઉપધાતુઓ પ્રકૃતિસ્થ હોય તો શરીરને બહુ ઉપકારક છે માટે તેઓનું શાસ્ત્રોક્ત પ્રકાર પ્રમાણે રક્ષણ કરવું યોગ્ય છે.

**દોષો વિગેરેની ક્ષીણતા થવાનાં કારણો**—એ દોષો, ધાતુઓ, મળો તથા ઉપ ધાતુઓ એઓની ક્ષીણતાનાં લક્ષણો કહેતા પૂર્વે તેના ક્ષીણ થવાનાં કારણ જાણવાં જોઇએ. અત્યંત સંશોધનથી, અત્યંત સંશમનથી, મૂત્ર વીગેરેના વેગોને અટકાવી રાખવાથી, પ્રકૃતિને અનુકુળ ન હોય એવા પદાર્થો ખાવાથી, મનના સતાપથી, અત્યંત કસરત કરવાથી, ઉપવાસો કરવાથી, અને અતિ મૈથુન કરવાથી એ દોષો વિગેરેની ક્ષીણતા થાયછે.

**દોષોની ક્ષીણતાનાં લક્ષણો**—

૧ **વાયુનો ક્ષય**—થયો હોય તો શરીરનો વ્યાપાર મંદ થઇ જાય છે. બોલવાનું થોડું થઇ જાય છે, હર્ષ અથવા સતોષ થોડો થઇ જાય છે, પદાર્થોનું યથાર્થ જ્ઞાન નષ્ટ થઇ જાય છે.

૨ **પિત્તનો ક્ષય**—થવાથી ગરમી તથા અગ્નિ મંદ થઈ જાય છે, કાંતિની હાનિ થાય છે.

૩ **કફનો ક્ષય** થવાથી શરીરમાં રૂક્ષપણું થાય છે, અંદર દાહ થાય છે, આમાશય વિગેરે કફના સઘળા સ્થાનોની અને માથાની શૂન્યતા થાય છે. સાંધાઓનું શિથિલપણું થાય છે, તરસ લાગે છે, દુર્બળપણું થાય છે, નિદ્રા નહી આવવાથી ઉજાગરો થાય છે અને કફનાં લક્ષણોની હાનિ થાય છે

ચિકિત્સા—આ પ્રમાણે કોઇ દોષનો ક્ષય થયો હોય તો જે દોષનો ક્ષય થયો હોય તે દોષને તથા તે દોષના ઉત્પત્તિ કારણને વૃદ્ધિ આપનાર પદાર્થોનું સેવન કરાવવું એજ તે દોષના ક્ષયની ચિકિત્સા છે. જેમકે વાયુનો ક્ષય થયો હોય તો શીત તથા રૂક્ષ પદાર્થોનું સેવન કરાવવું, પિત્તનો ક્ષય થયો હોય તો તીખા તથા ગરમ પદાર્થોનું સેવન કરાવવું અને કફનો ક્ષય થયો હોય તો દૂધ વિગેરે સ્નિગ્ધ તથા શીત પદાર્થોનું સેવન કરાવવું. કફનો ક્ષય થયો હોય તો કફ રસથી ઉત્પન્ન થાય છે, માટે રસની વૃદ્ધિ કરનારા પદાર્થોનું પણ સેવન કરાવવું, અને પિત્તનો ક્ષય થયો હોય તો પિત્ત રૂધિરથી ઉત્પન્ન થાય છે માટે રૂધિરની વૃદ્ધિ કરનારા પદાર્થોનું પણ સેવન કરાવવું વિગેરે સમજી લેવુ, પણ તેમાં એટલું યાદ રાખવુ કે જેથી ક્ષીણ દોષોની વૃદ્ધિ થાય પણ બીજા દોષોનો પ્રકોપ થાય એવા પદાર્થોનું સેવન નહીં કરાવવુ જોઇએ.

**ધાતુઓની ક્ષીણતાનાં લક્ષણોઃ**—

૧ રસનો ક્ષય થયો હોય તો હ્રદયની પીડા થાય છે, હ્રદયમાં કંપ થાય છે, હ્રદયમાં શૂન્યતા થાય છે અને તરસ બહુ લાગે છે.

૨ રૂધિરનો ક્ષય થયો હોય તો ચામડીમાં કઠોરપણું થાય છે, શિરાઓમાં શિથિલપણું જણાય છે, વાયુની વૃદ્ધિ થવાને લીધે વાયુથી વિરૂદ્ધ ખાટા રસની ઇચ્છા થાય છે અને દ્રવરૂપ રૂધિરનો નાશ થતાં તેજની વૃદ્ધિ થવાથી શીતની પણ ઇચ્છા થાય છે.

૩ માંસનો ક્ષય થવાથી ગાલ, હોઠ, ગંડસ્થળ, ઉપસ્થ, સાથળ, છાતી, કાખ, પીંડીઓ ઉદર અને ડોક સુકાઈ જાય છે, રૂક્ષપણું થાય છે, વ્યથા થાય છે, ગાત્રોમાં ગ્લાનિ થાય છે અને ધમનિ નામની નાડીઓ શિથિલ થઈ જાય છે.

૪ મેદનો ક્ષય થવાથી બરોળની વૃદ્ધિ થાય છે, સાંધાઓમાં શૂન્યતા આવે છે, ચામડીમાં રૂક્ષપણું થાય છે અને સ્નિગ્ધ માંસ ખાવાની ઇચ્છા થાય છે.

૫ અસ્થિ-હાડકાંનો ક્ષય થવાથી હાડકાં દુઃખે છે, દાંતોનો તથા નખોનો ભંગ થાય છે, અને દેહમાં અથવા દાંતોમાં તથા નખોમાં રૂક્ષપણું થાય છે.

૬ મજ્જાનો ક્ષય થવાથી વીર્ય અલ્પ થઈ જાય છે, આંગળી વિગેરેના પર્વોમાં પીડા થાય છે, હાડકાંમાં વ્યથા થાય છે, અને ભરતી નહિ મળવાને લીધે અસ્થિઓ શૂન્ય થઈ જાય છે.

૭ વીર્યનો ક્ષય થવાથી લીંગમાં તથા વૃષણોમાં વેદના થાય છે, મૈથુનમાં અશક્તિ હોય છે, મૈથુન કરવામાં આવે તો પણ ઘણીવારે વીર્ય સ્ખલિત થાય છે અને તે વીર્ય થોડું તથા રતાશવાળું જોવામાં આવે છે.

ચિકિત્સા—આ પ્રમાણે કોઇ ધાતુનો ક્ષય થયો હોય તો જે ધાતુનો ક્ષય થયો હોય તે ધાતુને તથા તે ધાતુના ઉત્પત્તિ કારણને વૃદ્ધિ આપનારા પદાર્થોનું તથા તેવાંજ કર્મોનું સેવન કરાવવું એજ તે ધાતુના ક્ષયની ચિકિત્સા છે. ( અપૂર્ણ, )

---

## वैदक टुचका.

ઉધરસ—જવખાર, અતિવિષ, કાકડાશીંગી, પીંપર, ઉપલેટ અને જેઠીમધનું સરખે ભાગે ચૂર્ણ કરવું. તે ૨૦ થી ૬૦ ગ્રેન ખાવાથી ઉધરસ, દમ, ને સસણી મટે છે.

તાવ—તુળસીનો રસ, મરી અને ઘી, ત્રણે સરખે ભાગે લઇ પીવાથી તાવ મટે છે.

સુકી ઉધરસ—સાદ બેસી જવો, દ્રાક્ષ, ત્રિફળાં ( હરડે, બેડાં, આંબળાં ) ખજુર પીંપર, મરી એ સર્વે વસ્તુઓને સરખે ભાગે લઈ મધ અને ઘીની સાથે મેળવી ગોળી વાલ વાલની વાળવી તે ખાવાથી સુકી ખાંસી મટે છે ને બેસી ગયેલો અવાજ ઉઘડે છે.

દુરસ—નાગકેસર, એલચી, જીરૂ, મોચરસ, ઈંદ્રજવ, લોધર, હીરાદખણ, વંશલોચન કાળી ને પોળી મુસળી સર્વેનું સરખે ભાગે ચૂર્ણ કરી તમામ વજનથી અર્ધા ભાગે સાકર મેળવવી. તેમાંથી ૧ થી ૨ ડ્રામ ખાવાથી હરસ, ઝાડો રક્તસ્ત્રાવ, પ્રદર અને પ્રમેહ મટે છે.

સંગ્રહણી—આમું, સુંઠ, મોચરસ, જીરૂ, ઇંદ્રજવ, કડાછાલ, અજમોદ, દાડમની છાલ સર્વે સરખે ભાગે લઈ ચૂર્ણ કરવું, તેમાંથી ૧ ડ્રામ રોજ આપવાથી સંગ્રહણી અને અતિસાર મટે છે.

ગુલ્મવાયુ-કોલેરા—વસજ, જીરૂ, સિંધવ, સંચળ, સુંઠ, મરી, પીંપર કુલાવેલી હીંગ સર્વે સરખે ભાગે લઈ ચૂર્ણ કરી તેને લીંબુના રસમાં ચણોઠી જેવડી ગોળીઓ વાળવી તેમાંથી દર ત્રણ કલાકે બબે ગોળી આપવાથી ગુલ્મવાયુ અને કોલેરા મટે છે.

સ્ત્રીઓ ઘણી શરમાળ હોય છે, જો તેમનું શરીર ગળતું જાય, અશક્તિ વધતી જાય અને ફીકું પડી જાય તો જરૂર સમજજો કે તેને ગુપ્ત રોગ લાગુ પડયો છે.

# સુંદરીસાથી.

વાપરે છે, કારણકે તેથી સ્ત્રીઓના તમામ રોગો મટે છે. સ્ત્રીઓના શ્વેત અને રક્ત પ્રદર લોહીવા, અનિમિત ઋતુ આવવું, સ્તાનની પીડા પેઢામાં સુંક દુઃખાવો, કબજ બોકારી, ઓછું ચડવું દરરોજ પોળી, લાલ, કે પાણી જેવી રસી વહ્યાં કરવી, પેઢામાં લાય બળવી, હાથ પગ તળીયામાં, હાડકામાં, માથાના કે બરડામાં સણકા નાંખવા, હાથ, પગ બરડો ફાટવો, ... થવું, જીર્ણ જ્વર, દમ ચઢવો. માથું ચકર્યા રહેવું, આંખોનું તેજ કમી થવું, શરીર સુકાઈ લોહીનું પાણી થઇ જઈ ધોળી પુણી જેવું બનવું, અન્ન ખાય નહિ ખાધું પચે નહિ, ... ચઢવા ઉલટી થવી, ખાંસી આવવી, ગર્ભાશયની પીડા ગર્ભાશયનો સોજો, કસુવાવડ થઇ સુવાવડમાં લાગુ થનારા રોગો, સુવા રોગ, હીસ્ટીરીઆ, રતવા, દિવસે દિવસે શરીર ગળી કામ થાય નહિ, કામ કરતાં હાંફ ચઢે, વિગેરે તમામ દર્દોને આ દવા મટાડી શકે છે. શરીરમાં લોહી સુધરી લોહીનો વધારો કરે છે. ગર્ભાશયને સુધારી ગર્ભ ધારણ કરી શકે બનાવે છે સુવાવડમાં પીવાથી સુવારોગ થતો નથી. થયો હોય તો મટી જાય છે. શરીર ... અને પુષ્ટ બનાની કાયમની શક્તિ આપે છે. વળી સુવાવડ પછી પીવાથી શરીરમાં શક્તિ આપે અને બાળકોને તંદુરસ્ત બનાવનાર પૌષ્ટિક દુધનો વધારો કરે છે. અને તેથીજ આજે તેને વા... દેશ પરદેશના ડાકટરો વૈદો પોતાના પેશન્ટોને ભલામણ કરે છે. ઘણી ઘણી દવાઓ ... પૈસાની ખુવારી કરી અંતે આ દવાથી ઘણી સ્ત્રીઓએ પોતાની તંદુરસ્તી પાછી મેળવી જેથીજ આજે દરેક કુટુંબમાં લાખો ભીઓ વાપરે છે. જો તમારા દવા દારૂમાં પૈસા છુટી પડતા હો તો જરૂર સુંદરીસાથીનો ઉપયોગ કરજો. ૧ બાટલીની કી રૂ ૧-૬-૦ ત્રણ બાટલીથી પુર્ણ આરામ થાય છે. ત્રણ બાટલીની કી. રૂ. ૨-૪-૦

### આ દવા વાપરનારાઓ શું કહે છે —

નવાબશાહ—સીંધથી કલ્યાણજી અરજણ એંજીનીયર લખે છે કે, સુંદરીસાથી અમારી સ્ત્રીને પાવાથી સફેદ પ્રદરની તમામ શાંતિ થઇ ગઈ છે, શરીરમાં તાકાત આવી છે અને અનેક દર્દ શાંત થયાં છે.

મુંબઇથી પરસોતમ લધા લખે છે કે—સુંદરીસાથીથી મારાં માતુશ્રીને તથા અમારા કુટુંબની એક સ્ત્રીને સારો ફાયદો છે.

નીયોલથી ચુનીલાલ રણછોડ ગુજ માસ્તર લખે છે કે,—સુંદરીસાથીથી પાંચ ... માસનો લોહીવા મટી ગયો છે.

માહુપુરાથી ધનજીભાઇ બજાજીમ—અત્રે એક બાઈને થયેલી કસુવાવડમાં લાગુ થએલ

# આર્યોદય

પુસ્તક ૪ થું. જાનેવારી સને ૧૯૧૭ અંક ૧૧ મો.


## तत्वविचारने सेववा साधकोने उपदेश.

( આ સ્વપ્નાસમ સંસાર, એ લય. )

મતિ તત્ત્વે કરી એકતાર, વહો નિત્ય તત્ત્વ વિચારે,
છું એક તત્ત્વાકાર, લહો એમ વારે વારે.
દુઃખ શોક જે જગત કહે છે, તત્ત્વ પ્રદેશે તેજ રહે છે;
વાત એ ખોટી, ઉપજે શી રીતે સોટી,
તેનો ન જો ઘડનાર રે; મતિ૦
જનમ મરણ જે તાપો તનના, યૌવન વાર્ધક્યાદિ ભ્રમણા,
તત્ત્વ વિચારે, કોણ મરે અને કોણ મારે,
જ્યાં સદા દ્વૈત સંહાર રે; મતિ૦
તત્ત્વ સભર જ્યાં વસ્તુ એક રહોય, મન એવી જ્યાં વસ્તુ ન કોઇ;
આધિ ઉપાધિ, સંકલ્પ વિકલ્પાદિ,
ત્યાં કેવી રીતે થાનારરે, મતિ૦
દૃશ્ય માત્રનો બાધ કરીને, એક તત્ત્વમાં રહેજો ઠરીને,
વિવિધ પ્રકારે, આચાર અને વિચારે,
થઇ રહો અનુભવનારરે, મતિ૦
હું સચ્ચિદાનંદ સુખ સ્વરૂપ છું, 'સ્વયં' પરમ આનંદરૂપ છું,'
ઉપેન્દ્ર ધ્યાને, વળી સદૈવ તત્ત્વજ્ઞાને,
લહો અખંડ જય જયકારરે. મતિ૦

(પી. ઉ.)

## अवधूत साधुजनोनी आतरस्थिति.

( એસે પાપી નર હોવેંગે, કલિયુગમેં, એ લય. )

એસે સાધુજન હોતે હે, ભૂતલમેં.
ના કછુ અપના નાહિ પરાયા, આત્મતત્ત્વસેં ન્હોતે,
સુખ દુઃખ હાનિ લાભ દ્વંદ્વસે,
નાહિ હસત અરુ નાહિ વો રોતે, ભૂતલમેં૦
માયાસેં મમતા નિકાસ કર, પ્રભુમેં મમતા પ્રોતે;
રહેવે સંસ્થિતિમેં યા સ્વરૂપમેં,
નહિ પાતે ઓર નહિ કછુ ખોતે; ભૂતલમેં૦
મન મરજાનેતેં અંતરમેં નયા નહિ કછુ બોતે,
નિરાલંબ ઓર નિરાવરણ નિજ,—
સ્વરૂપમેં મિથ્યા અહંકું ભીંજોતે;— ભૂતલમેં૦
એસે સાધુ કરત એકકી, ઔરકા મલકું ધોતે;
આપ આપમેં રહે મસ્તાના,
જાગત ભીતર ઓર બાહિર સોતે; ભૂતલમેં૦
લેવે હાથસેં તોભી મનસેં કછુ ચીજ નહિ ઉાતે,
ઉપેન્દ્ર સાધુ એસે પ્રકટ હે,
મગર સુભાગી વિરલ કોઉ જોને; ભૂતલમેં૦

( થી ઉ. )



## आनंदमय जीवन.

( અનુસંધાન ગતાંકથી )



ઘણા માણસો કહે છે કે આ જમાનો જ એવો આવ્યો છે કે તેમાં આપણને વારંવાર અનેક મુશ્કેલીયો નડવાનીજ, પ્રથમ જે સુખ અને સંતોષ મળતો હતો તે હવે મળતો નથી. આમ નિરાશાજનક ઉદ્દગારો તેઓ હંમેશાં કહાડતાજ રહે છે.પરંતુ આવા ઉદ્દગારો કાઢવા એથી કાંઇ સુખ કે આનંદનો અનુભવ થતો નથી, પણ પ્રાય પ્રતિકુળતા ઉપર વિજય મેળવવાથી સુખ અને આનંદને મેળવી શકાય છે અને તે પ્રતિકુળતાને દુર કરવાને માટે પ્રયત્ન કરવાની જરૂર છે. કારણ કે પ્રતિકુળતા પણ આપણાજ કર્મના ફળરૂપ છે, અને તેથી આપણેજ તેને જાણે અજાણ્યે મેળવેલી હોય છે, જેથી તેને દુર કરવાને પણ આપણે શક્તિવાળા છીએ.

છે, પણ જ્યાં જરા સરખો પણ અંતરાય પડયો કે તેજ વખતે અવસ્થા ભંગ થઇ જ-વાની. મનુષ્યની ઇચ્છાઓનું હમેશાં પરિવર્તન થતું રહે છે. એક વસ્તુ પ્રાપ્ત થતાં બીજી વસ્તુની ઇચ્છા થવા માંડે છે. એક ઇચ્છા પૂર્ણ નથી થતી ત્યાં તો બીજી ઇચ્છા ઉત્પન્ન થાય છે; પરંતુ તે મળવામાં જ્યાં જરાપણ વિલંબ પડયો કે તે વખતે અશાન્તિ આવી પહોંચે છે. પદાર્થો ન મળવા તે વાત તો બાજુપર રહી, પરંતુ સંસારના સંપૂર્ણ પદાર્થો પ્રાપ્ત હોવા છતાં પણ મનુષ્યને આનંદનો અનુભવ થતો નથી, કારણકે આનંદ એ આત્મિક સુખનું નામ છે. તે શારીરિક કે માનસિક સુખોથી તો હજારો ગાઉ દૂર છે.

ઘણા લોક સંતોષમાં આનંદ માને છે. પરંતુ સંતોષ કોઇ એવી વસ્તુ નથી કે જેને તેને બદલે માની શકાય. સંતોષમાં કેટલેક અંશે નિરાશા ભળેલી હોય છે તેથી તો મનુષ્યને સત્ય વસ્તુ ને બદલે, નકલી વસ્તુઓપર આધાર રાખવો પડે છે. સંતોષી મનુષ્યને દૂધને બદલે છાશ પીવા આપી હોય તોપણ તે છાશ પીને દૂધ પીવા જેટલી પ્રસન્નતા બતાવે છે. કોઇ તો પાછલી આનંદદાયક વસ્તુઓનું સ્મરણ કરીને જ સંતોષી મનુષ્ય પોતે પ્રસન્ન રહી શકે છે. સંતોષથી મનુષ્યોની માનસિક અને નૈતિક શક્તિ નિર્બળ થઇ જાય છે. અને તે આગળ વધવાનો ઉદ્યોગ કરી શકતો નથી. જો કે સંતોષ એ ગુણ ઉત્તમ છે, અને તે ગુણ દરેક મનુષ્યમાં હોવો એ પણ જરૂરનું છે; તો પણ તે ગુણ ઉન્નતિમાં વિઘ્ન કર્તા ન થઇ પડવો જોઇએ. મનુષ્યે હંમેશાં દિનપ્રતિદિન પોતાની સ્થિતિને સુધારવાને માટે આગળ વધવું જોઇએ. એક વસ્તુ મળી જતાં તે વખતે તેનાથી તો સંતોષ પામવોજ જોઇએ, પરંતુ એમ ન માનવું જોઇએ કે હંમેશને માટે સંતોષી થઇ એકની એકજ સ્થિતિમાં હમેશાં પડી રહેવું જોઇએ. પ્રાપ્ત વસ્તુમાં સંતોષ માનવો એ ઉત્તમ છે. પરંતુ તેને હમેશાં વધારવાનો ઉદ્યોગ કરતા રહેવું જોઇએ. ધન ધાન્યને માટે તો કદાચ સંતોષ માનવો ઘટે તો માનવો, પરંતુ સદ્ગુણોની પ્રાપ્તિ અને આત્માની ઉન્નતિ કરવામાં તો કદીપણ સંતોષી થઇ હાથપગ જોડી બેસી રહેવું ન જોઇએ. આપણે હમેશાં આપણા સદ્ગુણોમાં વધારો કરવો જોઇએ. અને જ્યાં સુધી અનન્ત ગુણ ન પ્રાપ્ત થાય ત્યાં સુધી ઉદ્યમ જારી રાખવો જોઇએ. તેથી સંતોષને આનંદ માની શકાતો નથી, તેમજ ક્ષણિક પ્રસન્નતાને પણ આનંદ માની શકાય નહીં, ક્ષણિક પ્રસન્નતા થોડા વખતને માટે હોય છે, પરંતુ આનંદ એ હંમેશ રહેનાર હોય છે. પ્રસન્નતા વિવેક શક્તિના પ્રતિકુલ હોવા છતાં પણ હોઇ શકે છે, પરંતુ આનંદ તેવી સ્થિતિમાં હોઇ શકતો નથી. પ્રસન્નતા કદી કદી દુઃખનું રૂપ પણ ધારણ કરી શકે છે; પરંતુ આનંદ એ હમેશાં આનંદજ છે.

મનુષ્યાવતારમાંજ ખરાબ આનંદને પ્રાપ્ત કરી શકાય છે. વાસ્તવિક આનંદ તે છે કે જેમાં જીવન અને જીવનના ઉદ્દેશમાં પૂર્ણ સમતા હોય છે. એવા આનંદને કોઇપણ વ્યક્તિ કેવલ પોતાને માટે પ્રાપ્ત કરી શકતી નથી. જ્યારે કોઇ વ્યક્તિ નિર્લેપ થઇને પરમાર્થ કાર્યમાં પોતાના જીવનને વ્યતિત કરે છે ત્યારે આનંદ એની મેળેજ તેને મળી શકે છે. આનંદ એ આત્માનો ગુણ છે અને એવી અવસ્થામાં તે તેની મેળેજ પ્રગટ થઇ શકે છે. પરંતુ કોઇપણ મનુષ્ય કેવળ પોતેજ આનંદને પોતાના જીવનના ઉદ્દેશરૂપ બનાવીને આનંદ પ્રાપ્ત કરી શકતો નથી. એ વાત સર્વથા અસંભવ છે. જે

તમને વાસ્તવિક આનંદને પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તો હમેશાં તમારા પોતાના ઉદ્દેશોને ઉંચા બનાવો. બીજા મનુષ્યોના આનંદને પોતાના આનંદ કરતાં વધારે મહત્વ આપો. પરહિતને માટે સ્વાર્થની આહુતિ આપતાં આચકો ન ખાવ. ધનથી પ્રસન્નતા પ્રાપ્ત થઇ શકે છે, સંતોષ પણ પ્રાપ્ત થઇ શકે છે, અને સંતુષ્ટતા પણ મળી શકે છે. પરંતુ આનંદ એવી વસ્તુ નથી કે જે બીજા કોઇપણ ખાસ પદાર્થોથી મળી શકે. તે તો માત્ર સત્ય જીવનથી જ મળી શકે છે. આનંદ સત્યાર્થ જીવનના અંશરૂપ છે. તે કદી તેનાથી જુદો નથી. આનંદ શક્તિના ભંડારરૂપ છે અને નિરાશાવાળા ઉદ્યોગથી તદ્દન અસહજ છે. આનંદ એવી વસ્તુઓના પ્રેમ ઉપર આધાર રાખે છે કે જે સ્વાર્થની સીમાથી જુદીજ હોય, સંસારમાં આનંદના પ્રત્યેક ઉદાહરણની તપાસ કરો અને પછી તેના તત્વને તપાસશો તો તમને તેમાં સદા પ્રેમનાં તત્વો જણાયા સિવાય રહેવાનાંજ નહી. પછી તે પ્રેમ માતાપિતાના પોતાના બાળક પ્રતિનો હોય, કિંવા સ્ત્રીપુરૂષનો એક બીજાપરનો હોય, કિંવા કોઇપણ રૂપમાં કોઇપણ મનુષ્ય પ્રતિનો હોય, કે જેને વાસ્તે પ્રત્યેક મનુષ્ય પોતાની સંપૂર્ણ શક્તિયોનો ઉપયોગ કરતો હોય, પરંતુ તેમાં પ્રેમ અવશ્ય હોય છે.

આનંદ એવા મનુષ્યોને પ્રાપ્ત થઇ શકે છે કે જેનામાં આશા, વિશ્વાસ અને સાચો દૃઢ પ્રેમ હોય, નિરાશ યા નીચ વિચારવાળો મનુષ્ય આનંદને પ્રાપ્ત કરી શકતો નથી. તે સદા પોતાના હૃદયને નિરાશાવાળુજ જોતો હોય છે અને સમજે છે કે સંસારમાં સર્વે જગાએ નિરાશાજ ભરેલી છે. તેની દશા ઘૂવડના જેવી હોય છે કે જે સૂર્યના પ્રકાશને ન દેખી શકવાથી સમજે છે કે દિવસે પણ સર્વ જગ્યાએ અંધારૂંજ હોય છે. જ્યારે નિરાશા વધી જાય છે ત્યારે એવા મનુષ્યો મૃત્યુને ઇચ્છે છે. તે પોતાના મનમાં એમ વિચાર કરે છે કે જીવતાં તો આનંદ મળ્યો નથી કદાચ મરવાથી મળશે.

વિશ્વાસના અભાવમાં પણ આનંદનો અભાવ છે. જે મનુષ્યનો બીજાઓનાપર વિશ્વાસ નથી, જે સદા પોતાનેજ સાચા અને બીજાઓને જુઠા સમજે છે તેને પણ કદી આનંદ મળતો નથી. ઔરંગઝેબ ઘણોજ પ્રતાપી મુગલ શહેનશાહ હતો; પરંતુ તેનો બીજાના ઉપર જરા પણ વિશ્વાસ નહોતો, બીજાની વાત તો બાજુપર રહી પણ તેના પોતાના પુત્રોના ઉપર પણ તેનો વિશ્વાસ નહોતો, અને તેથી તે સદા તેમને પોતાનાથી વેગળાજ રાખતો હતો, જે કારણથી તે જીવન પર્યંત આનંદથી દુર રહ્યો હતો. જેમ જેમ મૃત્યુના દિવસો નિકટ આવતા જાય છે તેમતેમ યમના દૂતોનો ભય અધિક અધિક થતો જાય છે અને એજ કારણથી ઘણા માણસોને પોતાના જીવનપર્યંત આનંદનો અનુભવ થતો નથી.

આનંદાભિલાષી મનુષ્યે પોતાના જીવનનો ઉદ્દેશ્ય ઉંચો રાખવો જોઇએ અને તેનો નિઃસ્વાર્થપણે લોકસેવા અને પરોપકાર કરવામાં ઉપયોગ કરવો. જીવન એવી વસ્તુ નથી કે જેનો ગમે તેમ ઉપયોગ કરી વ્યતિત કરી દેવું; પરંતુ તે એવી વસ્તુ છે કે જેમાં પોતાના ઉચ્ચ ઉદ્દેશ્યની પ્રાપ્તિ કરી લેવી જોઇએ. આ મનુષ્ય શરીર કાંઇ આપણને શિક્ષા તરીકે બક્ષવામાં આવ્યું નથી કે જેનો ગમે તેવી રીતે ઉપયોગ કરી, જેમતેમ કરીને આયુષ્ય પુરૂં કરી દેવું જોઇએ, પરંતુ તે મળવાથી આપણે ઇશ્વરનો એક મહાન્ ઉપકાર માનવો જોઇએ, કે જેમાં આપણે આપણું શ્રેષ્ટ કર્તવ્ય સાધી શકીએ તેવી યોગ્યતાવાળા આપણને બનાવ્યા છે. માટે આવેલી તકને હાથથી ગુમાવી ન દેવી જોઇએ.

ઘણાજ અવતારોના પરિણામે મહા મુશ્કેલીથી આપણને મનુષ્ય જન્મરૂપી ચિ... રત્ન મળ્યો છે. જેનો સદુપયોગ કરવો અને તેનાથી લાભ મેળવી લેવો એ આપણું કર્તવ્ય છે. જો તેને વ્યર્થ ગુમાવી દેશો તો ચિન્તામણી મળ્યા છતાં પણ તેનો લાભ ન તેને સમુદ્રમાં નાંખી દેવા તુલ્ય ફળને મેળવશો.

જીવનનો ઉદ્દેશ માત્ર ધનનો સંચય કરવો એજ નથી પરંતુ પ્રાપ્તસ્થિતિમાં સત્ય આનંદનો અનુભવ કરવા પ્રયત્ન કરવો એ છે, તેજ મનુષ્ય આનંદના સત્યમાર્ગે પ્રયાણ કરે છે કે જેનામાં સ્વાર્થની ગંધ સરખી પણ નથી, જેનું હૃદય પ્રેમ અને અનુરાગથી સદા દ્રવ્યાં કરે છે. અને જે બીજાને મદદ આપવામાં અને તેનાં દુઃખ દૂર કરવાને માટે હમેશાં તન, મન અને ધનથી કટિબદ્ધ રહે છે. અને બીજાના સુખ માટે પોતાના સુખની પણ આહુતિ આપી શકે છે.

આનંદ માર્ગ તરફ પ્રયાણ કરનાર મનુષ્ય સદા ઉદ્યોગી, ઉત્સાહી અને સાહસી હોય છે. અને પોતાના ઉદ્દેશ્યાનુસાર હમેશાં નિર્ભય પણે કામ કર્યાં કરે છે.

આનંદની પ્રાપ્તિને માટે મનની એકાગ્રતાની ઘણીજ જરૂર છે. તેનાથી જીવન શાંત અને સારગર્ભિત થઇ જાય છે. જેટલી મિથ્યા અને વ્યર્થ વાતો હોય છે તે હમેશાં દૂર થતી જાય છે. મનુષ્યે ચિંતા, ભય અને પશ્ચાતાપનો એકદમ ત્યાગ કરવો જોઇએ કારણ કે તે શારીરિક, માનસિક અને નૈતિકબળને નષ્ટ કરી દે છે. આપણા જીવનને કોઇએક એવા ઉદ્દેશ્યવાળું બનાવી દેવું જોઇએ કે, જેથી સમગ્ર શક્તિયો એકત્રિત થઇ જાય અને મન એટલું બધું તેમાં મગ્ન થઇ જાય કે તેને દુઃખની જવાળાની ખબર પણ ન પડે. આથી મનને એકાગ્ર કરવામાં ઘણીજ સહાયતા મળે છે. જેમ, રણક્ષેત્રમાં શૂર લડવૈયા પોતાના લડાઇના કાર્યમાં એટલા બધા તન્મય થઇ જાય છે કે જેને શૂર મરદ કહેવાય છે, જેથી તેમને પડેલા ધાકે ઝટકાની પણ ખબર પડતી નથી, અને લડતી વખતે તેમનું વાગેલા જખમ પ્રતિ ધ્યાન જતું નથી, તેવીજ રીતે મનુષ્યે પણ પોતાના જીવનમાં કોઇ એવોજ ઉદ્દેશ્ય નક્કી કરીને તેની સિદ્ધિને માટે તેમાં એટલા બધા મગ્ન થઇ જવું જોઇએ કે તેથી નાનાં દુઃખો અને પ્રતિકુળતા પણ તેને કાંઇ અસર કરી શકે નહિ. મનની એકાગ્રતાથી તુચ્છ જીવન પણ સ્વચ્છ અને પવિત્ર બની જાય છે. સત્યવાત જ માત્ર સત્યતાને લીધે મનના માનવામાં આવે છે, બાકી ખટપટ, પ્રપંચ કે એવીજ કપટ નીતિનો તેનામનમાં પ્રવેશ સરખો પણ થતો નથી. અને આવાજ ગુણથી મનુષ્યને યથાર્થ શાંતિનો અનુભવ થાય છે અને વારંવાર આનંદની ઝલકનો અનુભવ થતો જાયછે.

આનંદ પ્રાપ્ત કરવાને માટે એક બીજા પણ ગુણની જરૂર છે. તે એ છે કે કોઇ ખરાબ ટેવ પડી ગઇ હોય તો તેના ઉપર વિજય પ્રાપ્ત કરી લેવો જોઇએ. સંસારમાં માયા અર્થાત્ લક્ષ્મીની ઇચ્છા મનુષ્યને ઘણાજ લાલચુ બનાવી ફંદામાં ફસાવી શકે છે. બીજાની પાસે લક્ષ્મી જોવાથી મનમાં વિચિત્ર ભાવ પેદા થાય છે. જો કદાપિ મનુષ્યના જોવામાં આવે કે સંસારમાં સત્યના માર્ગે ચાલનાર મનુષ્ય દુઃખી છે, નિર્ધન છે અને જુઠી માયા રચી પ્રપંચ કરનાર ધુર્ત માણસો આનંદ કરે છે અને ખુબ મોજ ઉડાવે છે તો તેના મનમાં પણ તે માર્ગે ગ્રહણ કરવાનું મન થઇ જાય છે. આજ વખતે સત્ય પથે ચાલનાર મનુષ્યની કસોટી થાય છે જો આ વખતે તે મિથ્યા મોહથી ફસાઇને અવળે માર્ગે ચઢી જાય

દુઃખ જણાતું હતું, અને ક્રોધ ચઢતો હતો તેથી પછી પ્રેમ અને સહાનુભૂતિ થવા માંડે છે, વાસ્તવિક આનંદને મેળવવાની ઇચ્છા વાળાએ તેણે બીજાઓને આનંદ મળે તેમજ તેમનાં હૃદય પ્રફુલ્લિત થાય તેવો પ્રયત્ન કરવો એ પણ જરૂરનું છે. એમ કરવાથી વાસ્તવિક આનંદનું રૂપ પોતેજ પ્રગટ થવા માંડે છે. સંસારમાં મોટામાં મોટા વીરપુરૂષો પણ પોતાની વીરતાનાં કાર્યોથી સંસારનું એટલું ભલું નથી કરી શકતા કે જેટલું એક એવો મનુષ્ય કરી શકે છે કે જે રાત દિવસ એવીજ શોધમાં રહે છે કે કોઇ પણ મનુષ્યના હૃદયને પ્રસન્ન કરવાનો અવસર મળી જાય. જે મનુષ્ય સત્ય આનંદની અભિલાષા રાખતો હોય તેણે દરરોજ નવિન શક્તિ અને નવીન ઉત્સાહથી બીજાઓને આનંદિત કરવાનો વિચાર અને ઉદ્યોગ કરવો જોઇએ, બીજાઓનું ભલું કરવાની શક્તિને પ્રબળ બનાવી રાખવી જોઇએ અને ગમે તે પ્રસંગે પણ પોતાના ઉદ્દેશોથી ભ્રષ્ટ ન થવું જોઇએ. જો આ પ્રકારના ઉદ્દેશથી દરેક માણસ કામ કરે, અને સ્વાર્થનો ત્યાગ કરી દેઇ તેને બદલે દયા, પ્રેમ અને સ્નેહનાં કાર્યોથી સંસારને લાભ આપે તો દરેક ઘરમાં આનંદ જણાવા માંડે અને આખો સંસાર આનંદ પ્રાપ્તિનો ઉદ્યોગ કરવા મચી પડે.

---

# अद्भुत–योगि.

૧



ખરા અરણ્ય વચ્ચે થાકથી લોથપોથ થયેલો, ભૂખ અને તરસનો માર્યો વ્યાકુળ થઇ હું એક વૃક્ષ નિચે થોડીવાર વિશ્રાંતિ લેવાનો વિચાર કરી બેઠો, નિર્જન વનમાં આજુબાજુ જોતાં કોઇ મનુષ્ય દૃષ્ટિએ પડતું નહોતું, ચારેબાજુ જુદા જુદા રસ્તા હોવાથી ક્યે રસ્તે જવું એ પણ કાંઇ સુઝ પડી નહિ. એવી સ્થિતિમાં નિરાશ થયેલો હું દુ:ખથી કંટાળી શું કરવું તેના વિચારમાં પડ્યો હતો, એવામાં પાછળથી દૂર નર્મદે ! નો ધ્વનિ આવ્યો જેથી મેં તેના પ્રતિ જોયું તો એક ભગવાં વસ્ત્ર ધારી પ્રચંડ મુખ મુદ્રાવાન યોગી મારા જોવામાં આવ્યા, તત્કાળ મેં ઉઠી તેમને પ્રણામ કર્યા.

યોગિએ મારા માથા ઉપર હાથ મુકી કહ્યું: ક્યાં જવાની ઇચ્છા છે ? મેં કહ્યું, "મહારાજ, મારા જેવા દુઃખીને હવે કોઇ ધંધો શોધવા ગયા વિના ચાલે તેમ નથી, આજસુધી તો હું મારા સાસરે ઘરજમાઇ થઇને રહેતો હતો, પણ મારા નસીબે મારી સ્ત્રી ગુજરી જવાથી શ્વસુરગૃહનો ત્યાગ કરવો પડ્યો છે હવે કાંઇ મહેનત કર્યા વિના અન્નવસ્ત્ર મળે તેમ નથી."

યોગિએ શાંત અને ગંભિર ભાવથી પૂછ્યું "કેમ ?"

મેં કહ્યું, "જો કે આનો વિયોગ શોક અને દુઃખ આપનાર તો છેજ, પરંતુ મારા જેવા ઘરજમાઇ થઇ રહેનારને તો આનો વિયોગ શોક અને અન્નવસ્ત્રની ચિંતા બંનેને આપનાર છે. જ્યારે મેં જાણ્યું કે, આનો વિયોગ થવાથી હવે સાસરામાં રહેવું યોગ્ય નથી ત્યારથી હું ઇશ્વર ઉપર ભરોસો રાખીને ત્યાંથી નીકળી ચૂક્યો છું. હવે કોઇ સ્થળે જઇ નોકરી ધંધો શોધવો પડશે."

યોગીએ કાંઇક વિચાર કર્યો પછી કહ્યું,–"શું તમારા પિતૃ કુલમાં કોઇ નથી"!

મેં કહ્યું–"મહારાજ જો મારા બાપના કુળમાં કોઇ હોત, અને વળી ત્યાં કદી અન્ન વસ્ત્ર મળે તેવી મારી સ્થિતિ હોત તો પછી મારે સાસરાને ત્યાં કદી પણ રહેવું ન પડત, આપ તો મહાપુરૂષ છો, એટલે સર્વ કાંઇ જાણો જ છો."

આમ અમે બંને વાતો કરતા પછી ત્યાંથી ઉઠી આગળ ચાલવા માંડ્યું, આગળ જતાં જતાં સૂર્ય આથમવા માંડ્યો અને અંધારૂં થવા આવ્યું. જેથી મેં કહ્યું, 'હવે રાત પડી ગઇ છે, જેથી આગળ જવું ઠીક નથી માટે જો અહિં પાસેના ગામમાંજ વિશ્રામ લઇએ તો ઠીક."

આ સાંભળી સ્વામિજીએ કહ્યું, "સાધુ પુરૂષોને વિશ્રામ કરવાની શી જરૂર છે!"

મેં કહ્યું, "આપ તો મહા પુરૂષ છો, પણ હું તો હજુ ઘર છોડી પહેલીજવાર મુસાફરી કરૂં છું."

આ સાંભળી સ્વામિશ્રીએ મારા તરફ જોઇ કહ્યું, 'શું સાધુ જીવનમાં કોઇ આકર્ષણ શક્તિ નથી? થોડા વખત માટે સાધુ બનીને આ સાધુ જીવનના આનંદને કેમ મેળવતા નથી!'

આ સાંભળી મારા શોકવાળા ઉદાસી પ્રાણમાં સ્વામીજીના વચનનો મંત્ર જેવો પ્રભાવ પડ્યો. એક મહીનાથી જે વસ્તુની શોધમાં હું ઘેરથી બહાર નીકળ્યો હતો તે અહીં મળી ગઈ, સમુદ્રના તરંગોમાં પડેલા માણસને જેવી રીતે સમુદ્રનો કિનારો જોઇને શાંતિ મળી જાય છે તેવી રીતે મને પણ આ યુવક સંન્યાસીની વાતથી મારા જીવનમાં એક નવું વિશ્રામ સ્થળ મળેલું જણાયું. મેં ધાર્યું કે કોઇ સારા મહુરતમાં સ્વામિજીનો સાક્ષાત્કાર થયો છે, મારા ભલાને માટેજ પરમાત્માએ તેમને મારી પાસે મોકલ્યા છે.

૨.

સાધુ વેશ ગ્રહણ કર્યાંને આજે બે મહિના થયા છે તેમાં પણ ઘણી વિટંબના ભોગવવી પડી છે, મારા જેવા નવિન સાધુનામાં કાંઇ ઉચ્ચાભિલાષા પણ નહોતી, જે ખરા સંન્યાસી હશે તેની તો આપણને ખબર નથી. પરંતુ મારા સોબતી અને દીક્ષા ગુરૂ નરોતમ સ્વામી ધુર્ત તો નહોતા તેની મને સમજણ પડતી હતી. અમે માત્ર ભગવાં વસ્ત્ર ધારી ઉદ્દેશ્યહીન ફર્યા કરતા હતા.

મારા ગુરૂના વિષયમાં અનેક વાતોની મને ખબર પડી હતી કે જે વાતો સંસારમાં રહીને જાણવાની મુશ્કેલી પડત. સાધુ દીક્ષા લઇને મેં એ વાતોને પણ જાણી લીધી હતી.

સંસારમાં ફરતાં ભીક્ષાન્ન માટે જતા તો કોઇ પોતાના બાળકની માંદગીનું બ્હાનું